સુધરેલી રીત મુજબ.

વર્નાક્યુલર ટેક્સ્ટ બુકસ રીવિઝન
કમિટીએ તૈયાર કરેલી

---

# ત્રીજી ચોપડીના અર્થ.

કવિતાની સમજુતી, અઘરા શબ્દો, જોડાક્ષરો, ડ્રીલ.

રચનાર મેસર્સ. સી. ડી. શાહ એન્ડ કો.

---

છપાવી પ્રસિદ્ધ કરનાર.

શા. મગનલાલ મોતીરામ.

---

સુધારેલી તથા વધારેલી આવૃત્તિ ૫ મી.



અમદાવાદ "જયન્તિ" પ્રીન્ટીંગ પ્રેસમાં છાપ્યા.

સને ૧૯૦૭ સંવત ૧૯૬૪

કીંમત ચાર આના.

## રતી પૈસાની ધાત.

| | | |
|---|---|---|
| ૧। | પૈસાનો | ૦)૦। |
| ૨॥ | પૈસાનો | ૦)૦॥ |
| ૩॥। | પૈસાનો | ૦)૦॥। |
| ૫ | પૈસાનો | ૦)⌐ |
| ૧૦ | ,, | ૦)= |
| ૧૫ | ,, | ૦)≡ |
| ૨૦ | ,, | ર. ૦। |
| ૨૫ | ,, | ૦।⌐ |
| ૩૦ | ,, | ૦।= |
| ૩૫ | ,, | ૦।≡ |
| ૪૦ | ,, | ૦॥ |
| ૪૫ | ,, | ૦॥⌐ |
| ૫૦ | ,, | ૦॥= |
| ~~૫૫~~ | ,, | ૦॥≡ |
| ૬૦ | ,, | ૦॥। |
| ૬૫ | ,, | ૦॥।⌐ |
| ૭૦ | ,, | ૦॥।= |
| ૭૫ | ,, | ૦॥।≡ |
| ૮૦ | ,, | ર. ૧) |
| ૮૫ | ,, | ૧)⌐ |
| ૯૦ | ,, | ૧)= |
| ૯૫ | ,, | ૧)≡ |
| ૧૦૦ | ,, | રૂ. ૧। |
| ૨૦૦ | ,, | રૂ. ૨॥ |
| ૩૦૦ | ,, | રૂ. ૩॥। |
| ૪૦૦ | ,, | રૂ. ૫) |
| ૫૦૦ | ,, | રૂ. ૬। |
| ૬૦૦ | ,, | રૂ. ૭॥ |
| ૭૦૦ | ,, | રૂ. ૮॥। |
| ૮૦૦ | ,, | રૂ. ૧૦) |
| ૯૦૦ | ,, | રૂ. ૧૧। |
| ૧૦૦૦ | ,, | રૂ. ૧૨॥ |

## પૈસાનું નાણું કરવાની સહેલી રીત.

પૈસાનો જમણા હાથ તરફનો એટલે એકમનો આંકડો કાપી નાંખવો અને પછી બાકી રહેલા અંકને (બાકી રહેલા દશકને) બે એ ગુણવાથી આના આવશે અને કાપેલા એકમ જેટલા પૈસા આવશે કારણ દશ પૈસાના બે આના થાય છે માટે પૈસામાંથી જેટલા દશક નીકળે તેને બેએ ગુણવાથી આના આવે એ દેખીતું છે.

## આનાની ધાત.

| | | |
|---|---|---|
| ૪ | ⌐ | રૂ. ૦। |
| ૮ | ⌐ | રૂ. ૦॥ |
| ૧૨ | ⌐ | રૂ. ૦॥। |
| ૧૬ | ⌐ | રૂ. ૧) |
| ૨૦ | ⌐ | રૂ. ૧। |
| ૨૪ | ⌐ | રૂ. ૧॥ |
| ૨૮ | ⌐ | રૂ. ૧॥। |
| ૩૨ | ⌐ | રૂ. ૨) |
| ૩૬ | ⌐ | રૂ. ૨। |
| ૪૦ | ⌐ | રૂ. ૨॥ |
| ૪૪ | ⌐ | રૂ. ૨॥। |
| ૪૮ | ⌐ | રૂ. ૩) |
| ૫૨ | ⌐ | રૂ. ૩। |
| ૫૬ | ⌐ | રૂ. ૩॥ |
| ૬૦ | ⌐ | રૂ. ૩॥। |
| ૬૪ | ⌐ | રૂ. ૪) |
| ૬૮ | ⌐ | રૂ. ૪। |
| ૭૨ | ⌐ | રૂ. ૪॥ |
| ૭૬ | ⌐ | રૂ. ૪॥। |
| ૮૦ | ⌐ | રૂ. ૫) |
| ૮૪ | ⌐ | રૂ. ૫। |
| ૮૮ | ⌐ | રૂ. ૫॥ |
| ૯૨ | ⌐ | રૂ. ૫॥। |
| ૯૬ | ⌐ | રૂ. ૬) |
| ૧૦૦ | ⌐ | રૂ. ૬। |
| ૪૦૦ | ⌐ | રૂ. ૨૫) |
| ૮૦૦ | ⌐ | રૂ. ૫૦) |
| ૧૦ | ⌐ | રૂ. ૦॥= |
| ૨૦ | ⌐ | રૂ. ૧। |
| ૩૦ | ⌐ | રૂ. ૧॥।= |
| ૪૦ | ⌐ | રૂ. ૨॥ |
| ૫૦ | ⌐ | રૂ. ૩)= |

| | | |
|---|---|---|
| ૬૦ | – રૂ. | ૩ાા |
| ૭૦ | – રૂ. | ૪ા= |
| ૮૦ | – રૂ. | ૫) |
| ૯૦ | – રૂ. | ૫ાા= |
| ૧૦૦ | – રૂ. | ૬ા |
| ૧૦૦૦ | – રૂ. | ૬૨ાા |
| ૧૬ | – રૂ. | ૧) |
| ૩૨ | – રૂ. | ૨) |
| ૪૮ | – રૂ | ૩) |
| ૬૪ | – રૂ. | ૪) |
| ૮૦ | – રૂ. | ૫) |
| ૯૬ | – રૂ. | ૬) |
| ૧૧૨ | – રૂ. | ૭) |
| ૧૨૮ | – રૂ. | ૮) |
| ૧૪૪ | – રૂ. | ૯) |
| ૧૬૦ | – રૂ. | ૧૦) |
| ૧૭૬ | – રૂ. | ૧૧) |
| ૧૯૨ | – રૂ. | ૧૨) |
| ૨૦૮ | – રૂ. | ૧૩) |
| ૨૨૪ | – રૂ. | ૧૪) |
| ૨૪૦ | – રૂ. | ૧૫) |
| ૨૫૬ | – રૂ. | ૧૬) |
| ૨૭૨ | – રૂ. | ૧૭) |
| ૨૮૮ | – રૂ. | ૧૮) |
| ૩૦૪ | – રૂ. | ૧૯) |
| ૩૨૦ | – રૂ. | ૨૦) |

## રૂપીઆભારની ધાત.

| રૂ. ભાર | | શેર. | અધોળ. |
|---|---|---|---|
| ૧ા | રૂ. ભાર. | ૦)૦ાા | ૦ાા |
| ૨ાા | ,, | ૦)- | ૧ |
| ૩ાાા | ,, | ૦)-ાા | ૧ાા |
| ૫ | ,, | ૦)= | ૨ |
| ૬ા | ,, | ૦)=ાા | ૨ાા |
| ૭ાા | ,, | ૦)≡ | ૩ |
| ૮ાાા | ,, | ૦)≡ાા | ૩ાા |
| ૧૦ | ,, | ૦ાશેર | અથવા ૪ |
| ૧૧ા | ,, | ૦ા૦ાા | ૪ાા |
| ૧૨ાા | ,, | ૦ા- | ૫ |
| ૧૩ાાા | ,, | ૦ા-ાા | ૫ાા |
| ૧૫ | ,, | ૦ા= | ૬ |
| ૧૬ા | ,, | ૦ા=ાા | ૬ાા |
| ૧૭ાા | ,, | ૦ા≡ | ૭ |
| ૧૮ાાા | ,, | ૦ા≡ાા | ૭ાા |

| રૂ. ભાર | | શેર યા | અધોળ. |
|---|---|---|---|
| ૨૦ | ,, | ૦ાા | ૮ |
| ૨૧ા | ,, | ૦ાા૦ાા | ૮ાા |
| ૨૨ાા | ,, | ૦ાા- | ૯ |
| ૨૩ાાા | ,, | ૦ાા-ાા | ૯ાા |
| ૨૫ | ,, | ૦ાા= | ૧૦ |
| ૨૬ા | ,, | ૦ાા=ાા | ૧૦ાા |
| ૨૭ાા | ,, | ૦ાા≡ | ૧૧ |
| ૨૮ાાા | ,, | ૦ાા≡ાા | ૧૧ાા |
| ૩૦ | ,, | ૦ાાા | ૧૨ |
| ૩૧ા | ,, | ૦ાાા૦ાા | ૧૨ાા |
| ૩૨ાા | ,, | ૦ાાા- | ૧૩ |
| ૩૩ાાા | ,, | ૦ાાા-ાા | ૧૩ાા |
| ૩૫ | ,, | ૦ાાા= | ૧૪ |
| ૩૬ા | ,, | ૦ાાા=ાા | ૧૪ાા |
| ૩૭ાા | ,, | ૦ાાા≡ | ૧૫ |
| ૩૮ાાા | ,, | ૦ાાા≡ાા | ૧૫ાા |
| ૪૦ | ,, | ૧ | ૧૬ |

# ત્રીજી ચોપડીના અર્થ.

## પાઠ ૧ લો.

બાળપોથી=નાનાં છોકરાંને ભણવાની ચોપડી
આનંદ=ખુશી
હોશિઆરી=ખબરદારી
અધિકારી=ઉપરી
વર્ણન=વિગતવાર કહેવું તે; બ્યાન
તોળવા=જોખવા, તોલવા
પોપટીઉં=ઉપલકીયું; સમજણ વગરનું
જુની ચોપડી=પાછલી ચોપડી; બીજી પહેલી બાળપોથી
મૂળાક્ષર=સ્વર અને વ્યંજન
બારાખડી=પદ
રમુજી=ગમત આપનારી
લાભ=ફાયદો
જોડાક્ષર=જોડેલા અક્ષર
જ્ઞાન=સમજ, ભાન
જોગ=લાયક
હકીકત=વર્ણન, વાત
સરસ=સારી, મનને પસંદ પમાડે એવી
ઉમંગથી=હોંશથી
ચિત્રો=ચિત્રામણ, છબી
વાક્ય=એક અથવા વધારે શબ્દો મળીને મનમાં ધારેલો વિચાર જેથી પૂરો જણાવાય તે
વાર્તા=વાત
બોધ=શિખામણ
બારીક=ઝીણી
મુકાબલો=સરખામણી
ભૂગોળ=પૃથ્વીનો ગોળો
માહીતી=ખબર
રસીલી=ગમત ભરેલી
સંબંધી=વિષે, બાબત
સાદી=સહેલી
નમુના=નકલ
નજર કરો=ધ્યાન આપો, વિચારો
સામાન્ય=રોજ વપરાશમાં આવતી
ગુણ=ખાસીયત
સોદો=માલ, ચીજ
છેતરાશો=ઠગાશો
ધ્યાન=ચિત્ત, મન
ખાત્રી=પતીજ
ઉતાવળે આંબા ન પાકે=ઘણી તાકીદ કરવાથી કામ થાય નહિ

( સાર. )

૧) ભણવામાં ઉતાવળ કરવી નહિ.
૨) જે વાત વાંચવામાં આવે તે ખરી છે કે ખોટી તેની જાત માહીતી મેળવવી.

## પાઠ ૨ જો.

### ભાગ ૧ લો.

સિવાય=વગર
બ્રાહ્મણી=બાળબોધ
જુનાં=પહેલાંનાં
પ્રમાણે=મુજબ
લિપિ=ભાષા
પંડિતો=વિદ્વાન, ઘણું ભણેલા
માથુ=ઉપલો ભાગ
અંક=આંકડા
અનુસ્વાર=મીંડુ
ધોરણ=નિયમ, રીત
વિસર્ગ=કંઇક હ જેવો ઉચ્ચાર થાય એવું ચિન્હ, અક્ષરની જોડે

બે મોઢાં મૂકવાં તે

**પાઠ ૨ જો.**

**ભાગ ૨ જો.**

અજાણ્યું=અઘટતું
વિદ્યાભ્યાસ=ભણવું તે
નીપજે=થાય
લહીઓ=સારા અક્ષરનો લખનાર
લપટાવું=ફસાઇ પડવું
લાલચ=લોભ
નર્વા=નિરોગી, રોગ વગરના
દાહ=ડોળ. ભપકો
જાતે=પોતે
શ્રદ્ધા=ભરોસો, વિશ્વાસ
ઉદ્યોગી=મહેનતુ
ચેન=સુખ, નિરાંત
ફક્કડ=સહેલાણી, છેલ
ખાલી=નકામો, ફોકટ
અસલ=અગાઉ
ઝાઝો=ઘણો
મેળવી=સરખાવી

**પાઠ ૩ જો.**

ટટુ=નાનો ઘોડો
હડહડતો=પુરેપુરો, તદ્દન
કળિયુગ=ખરાબ વખત
દૂર=છેટે
બૂમ=હાંક
બુદ્ધિ=અક્કલ
મોજથી=મજાથી
શરમાઇ=લજવાઇ
શ્રાવક=જૈન ધર્મ માનનાર
મેળો=તમાસો
ખભે=ખાંધપર
તોફાન=મસ્તી
બજાર=હાટ, ચૌટું
દોરે=લગામ પકડીને ચાલે
છતે=છે
ફરી ગઇ=જતી રહી
ખરે બપોરે=મધ્યાનકાળે
રાજાના કુંવર જેવા=સારા, કોમળ
હિંડાડે=ચલાવે
ખર્ખુપાન=ઘરડો, વૃદ્ધ
જોશબંધ=જોરથી, સપાટાબંધ
સંઘ=જાત્રાળુઓનું ટોળું
ઘાતકી=દયા વગરનો; નિર્દય
ભાર=વજન, બોજો
વીખગઇ જશે=અછવાઇ જશે
જવાબ=ઉત્તર
વખતસર=બરાબરવખતે
પૂલ=નદી કે ખાડીપરથી જવા આવવાને માટે બાંધેલો રસ્તો
ફીકે મોઢે=ફીસે મોઢે, દીલગીર ચહેરે
પસ્તાયા=દીલગીર થયા
સલાહ=વિચાર
દશા=હાલ, હાલત, સ્થિતિ

**સાર.**

"આપ બુદ્ધિએ જય જયકાર પરબુદ્ધિએ પ્રલયકાર" માટે આપણી પોતાની બુદ્ધિ પ્રમાણે ચાલવું પણ આપણી બુદ્ધિ ખરે રસ્તે દોરવે છે કે ખોટે તેનો વિચાર કરવો.

**પાઠ ૪ થો.**

નરસિંહ ચૌદશ=વૈશાખ સુદ ચૌદસ
ભંડાર=ખજાનો
વાણીથી=બોલથી
પેદા=ઉત્પન્ન
માઠું=ખોટું
સ્ત્રી પુરૂષ=ધણી ધણીઆણી
ઇશ્વરભકિત=ઇશ્વરભજન

ગાળતાં=ગુમાવતાં,કાઢતાં
રૂપ=દેખાવ, શોભા, ખૂબસુરતી
બુદ્ધિ=અક્કલ, સમજ
ગુજરી ગયા=મરી ગયા
ઉછેરવા=મોટા કરવા
ભણાવવાનું=વિદ્યાભ્યાસ કરાવવાનું
મા પર આવી પડ્યું=માને માથે પડ્યું
સ્વભાવ=ખાસીયત
સલાહ=વિચાર
મદદ કરે=આશરો આપે
અસર=લાગણી
પરગજુ=પારકાના પર ઉપકાર કરનાર
નીવડ્યો=નીકળ્યો
અભ્યાસ=મહાવરો,મંડ્યા રહેવું
શિક્ષક=મહેતાજી, ગુરૂજી
માનીતો=વહાલો, પ્યારો
નાનીમોટી=સહેલી અઘરી
બાબતો=વિષયો
ઇચ્છે=ચાહે
સાંઢ=આખલો, ગોધો
પછાડી=પટકી,અફાળી
ધાર=રેલો
ખડખડ હસવા લાગ્યા=મશ્કરી કરવા લાગ્યા

અંતઃકરણ=મન, દીલ
એકદમ=ઓચીંતી
ફેંટો=માથે બાંધવાનું લુગડું
પાટો=લુગડાનો ચીરો
ઘા=જખમ, વાગેલું તે
ગાડીવાળો=ગાડીવાન
સોંપ્યો=હવાલે કર્યો
વખાણ=સ્તુતિ, સારૂં કહેવું તે
જીવતો ઘેર આવત નહિ=મરી જતે
ખસ્યો નહિ=ગયો નહિ
વૈદ=દેશી દાકતર
શુદ્ધિ=ભાન
આશ્ચર્ય=નવાઇ
પરગજુપણું=પરોપકાર; પારકાનું ભલું કરવાનો ગુણ

## પાઠ ૫ મો.

ઉંમર=વરસ
ગુજરાન=ભરણ પોષણ
પ્રીતિ=હેત, પ્યાર
દયાથી ઉભરાઇ આવ્યું=ઘણીજ દયા આવી
ખાડા પડ્યા=બેસી ગયું; કુવા પડ્યા
ખડ=ઘાસ

જીવ આવ્યો=શુદ્ધિ આવી
આશીશ=સારી દુવા, આશીર્વાદ
ખુંચેલો=કળી ગએલો
કાંઠે=કિનારે
ડુબતો=બુડતો
કુટુંબના=વંશના; સગાંના
ભાઇબંધ=દોસ્તદાર
ઉભરાઇ=છલકાઇ
જંગલી=ઝાડી ખાનાર
પેઠો=ગયો
કૃપાથી=મહેરબાનીથી
ઉંધો=અવળો
ટંગાવી=લટકાવી
પાડ=ઉપકાર
ઇનામ=ભેટ, બક્ષીસ
ઘોળાય=ખોટી થવાય
છેટે=આઘે
ધાડું=ગીચ
ઇજા=દુઃખ
સહીસલામત=સુખેથી, જોખમ કે અડચણ વગર
વિવાહ=લગ્ન
સામેલ=દાખલ

## સાર

આપણે હરેક માણ-

સના ઉપર ઉપકાર કરતા રહેવું જેથી ઈશ્વર આપણાપર ખુશી થશે અને આપણું ભલું કરશે.

## પાઠ ૬ ઠો.

અક્કલ=વાજબી
ગામઠી=મહેતાજીની
ધંધામાં=રોજગારમાં
વળગ્યો=લાગ્યો
મકાન=ઇમારત
સલાહ=વિચાર
ઉમર્યા=વધાર્યા
પૈસાદાર=પૈસાવાળો,તાલેવાન
હાલત=સ્થિતિ, દશા
નસીબદાર=નસીબવાન, ભાગ્યશાળી
ફાવતો ગયો=વધતો ગયો
ધન=પૈસા, દોલત
કુટુંબ=વંશ, ઓલાદ
કીંમતી=મૂલ્યવાન, ઘણી કીંમતના
ઘરેણાં=દાગીના
ઘડાવ્યાં=કરાવ્યાં
દોલત=પુંજી
ખરીદ્યા=વેચાતા લીધા
આબરૂ=કીર્તિ
મરણ પથારીપર પડ્યા=મરવા પડ્યા
મરણ=મોત, કાળ
મીલકત=પુંજી, દોલત
ભાગ=હિસ્સો, વહેંચણ
વર્તીશું=ચાલીશું
ત્રીજો=ત્રણમાંથી એક
અર્ધો=બેમાંથી એક
નવમો=નવમાંથી એક
કબુલાત=વચન, મોઢાનો કોલ
દહાડોપાણી=મરણ પાછળનો ખરચ
તોડ=ફેંસલો, નિકાલ
દિવાન=પ્રધાન, વજીર
ખબર=જાણ, માલમ
વાહવાહ=વખાણ
ઇનસાફ=ન્યાય

## પાઠ ૭ મો.

પોળ=શેરી
લખોટે=મંજે
સુશોભિત=દેખાવડા, સારા
અટકાવ્યો=રોકાયો, ખાળ્યો
નજીવી=નકામી, માલ વગરની
ટેવ=આદત
મહેલેથી=અગાઉથી, પહેલાંથી
પાપી=દુષ્ટ
સજા=શિક્ષા
આસપાસ=આજુબાજુ, બધે
આકાશ=ગગન
અંતર=મન
આભાસ=ઉજાશ
ચાસ=ખેતરમાં હળે કરીને પાડેલા આડા ઉભા લીટા
પાસ=પાસે, નજીક
વિશ્વપતિ=પરમેશ્વર, દુનીઆનો ધણી
વાસ=મુકામ, રહેઠાણ
ભોંયમાં=જમીનમાં
ભોંયરે=ભોંયરામાં
ઘડીએ=કરીએ,રચીએ
ઘાટ=વિચાર
જગનો તાત=પરમેશ્વર, દુનીઆનો બાપ
ખોળીએ=શોધીએ
કણી=રજકણ, ઝીણામાં ઝીણો ભાગ
કામ=માટે
જગકર્તા=પરમેશ્વર, દુનીઆ બનાવનાર
વિના=વગર
ઠાલું=અમથું, ખાલી

ઠામ=ઠેકાણું

**સાર.**

પરમેશ્વર બધેજ ઠેકાણે છે માટે આપણે ખોટાં કામ કરતાં બીવું. (ખોટાં કામ કરવાં નહિ)

## પાઠ ૮ મો.

ઇશ્વર=પરમેશ્વર
સ્તુતિ=વખાણ
ઇશ્વસ્વામી=ઇશ્વર, દુનીઆનો ધણી
શીશ=માથું
નામી=નમાવી
શીશ નામી=માથું નમાવી
આપદા=દુઃખ
ઉગારો=બચાવો, તારો
દીનાનાથ=ગરીબનો ધણી (પરમેશ્વર)
આધાર=આશરો, ટેકો, મદદ
માત=મા, માતા
તાત=બાપ, પિતા
સદા=હમેશાં, દરરોજ
પાળનારા=પોષણ કરનાર
ઉપકારો=પાડ, આભાર
રાંક=ગરીબ
અજ્ઞાન=સમજણ વગરનો, અણસમજુ
પ્રાણી=જીવ
તુંથી=તારાથી
અજાણી=જાણ્યા વગરની
ન અજાણી=અજાણી નથી, જાણીતી છે
ક્ષમા=માફી
વાંક=ગુનોહ, તકસીર
મતિ=બુદ્ધિ, અક્કલ
છેક=ઘણીજ
દીલ=મન, અંતર
ધારો=આણો, લાવો
કુટુંબી=કુટુંબના
જનો=માણસો
સારાં=નિરોગી, તંદુરસ્ત
ભક્તિ=ભજન
શક્તિ=બળ, તાકાત
દાસ=સેવક, ચાકર
નિવારો=દૂર કરો, મટાડો; ટાળો

## પાઠ ૯ મો.

દર=નાનાં પ્રાણી પોતાને રહેવા માટે ભોંયમાં જે બાકાં પાડે છે તે
છાંયે=શીળે, છાંયડે
દોડાદોડ=નાસાનાસ
પંજામાં=દાવમાં, સપાટામાં
સપડાયો=પકડાયો. ઝલાયો
દાસ=ચાકર
સંભરતી=યાદ આવતી
હસતો હતો=મજાક કરતો હતો
બેવડો=બમણો
કાલાવાલા=કરગરીને કહેવું તે, આજીજી
ગુનો=વાંક, તકસીર
માફ=ક્ષમા
આફત=આપદા, દુઃખ
સેવક=ચાકર, દાસ
જીવતદાન=કોઇનો જીવ બચાવવો તે
હસીને=મશ્કરી કરીને
મગરૂરી=શેખી, પતરાજી, ગર્વ, અભિમાન
વન=જંગલ, વગડો
ભાન=સમજ, અક્કલ
શિકારી=શિકાર કરનાર
જાળ=ફાંદો
ફાંફાં=ખોટી મહેનત
છુટાયું=નીકળાયું
અકળાયો=ગભરાયો
બૂમો=ઘાંટા
બદલો=સાટું, અવેજ
વાળવાનો=આપવાનો
મહારાજ=મોટા રાજા

ફીકર=ચિંતા
બજાવશે=કરશે
કાતરી=કરડી
છુટો થયો=મોકળો થયો
અત્યારે=હમણાં, હાલ
તરણા સરખું=તણુખલા જેવું; નકામું; નજીવું
જોર=બળ
ગર્વ=મગરૂરી

( સાર. )

ગર્વ કરવો નહિ

પાઠ ૧૦ મો.

સિદ્ધપુર=સરસ્વતી નદીના કાંઠાપર શહેર છે
ફેરી કરી=ફરીને છુટક વેચી
ગુજરાન=ગુજારો
ઘરાક=સોદો લેનાર
ખોટી=ગેરવાજબી વધારે
પરચુરણ=જુદી જુદી જાતના
ફેરી=વેચવા ફરવું તે
લાભ=ફાયદો
કીંમત=મૂલ્ય, ભાવ
છેતરતો=ઠગતો
શાખ=ઇજત, આબરૂ
શાખ બંધાઇ=ભરોંસો પડયો
ઠરાવ્યા=નક્કી કીધા
સામાન=વસ્તુ, ચીજ
પ્રમાણિક=વહેવારમાં સાચો
પ્રમાણિક રહેતો=ખરી રીતે ચાલતો
મોહનમાળા=ડોકમાં પહેરવાનું સોનાની માળા જેવું ઘરેણું
જડી=મળી
પોલિસથાણું=રૈયતનું રક્ષણ કરનારા માણસો, ચોકી
અમલદાર=ઉપરી
પોલીસ થાણાનો અમલદાર=નાયક
ફરજ=જરૂર, અગત્ય
વાણી=બોલ, શબ્દ, વચન
માફક=પેઠે
કમાયો=પેદા કીધું
દુકાન=માલ વેચવાનું ઠેકાણું
શરૂ કર્યો=કરવા માંડયો
વૃદ્ધ=ઘરડો
ભાવ=કીંમત, મૂલ્ય
કાશી=ગંગા નદીપર શહેર છે, બનારસ
આગ્રહ=કાલાવાલા તાણ
કોલેરા=જેમાં ઝાડો ને ઉલટી થાય તે રોગ
રોગ=રોળ, દરદ
લાગુ પડવાથી=થવાથી
મહા મુશકેલી=મોટી મુસીબત
મુશકેલી=મુસીબત, વીટંમણા
વિધવા=જેનો ધણી મરી ગયો તે સ્ત્રી
ધન્ય=શાબાશ

સાર.

કોઇનું પણ હરામનું લેવાની કદી ઇચ્છા રાખવી નહિ. જો આપણે કોઇનું હરામનું લઇએ તો તેની સાથે આપણી પાસે હોય તે પણ જાય

પાઠ ૧૧ મો.

ખેડી ખાવાને=ખેતી કરવાને
દગો=કપટ
રૂચતી=ગમતી
વાવે=રોપે
પામે=મળે
લણે=કાપે
જમીન=ભોંય

તુરંગ=જેલ, કેદખાનું
નાદ=ટેવ, છંદ, આદત
જાપતો=ચોકશી; ત-
જવીજ
લાગ=દાવ
ધનવાન=પૈસાદાર, શ્રી-
મંત
વિકટ=બિહામણું
રાહ=વાટ
ચોકીદારો=ચોકી કરનાર
દ્રવ્ય=નાણું
લુંટી=ખુંચાવી
પાળ=કારણ
તાલેવંત=પૈસાદાર
મિઠાઇ=ગળ્યું ખાવાનું;
બરફી પેંડા વિગેરે
સુખે=નિરાંતે
નસીબ=ભાગ્ય
કંદોઇ=સુખડીઓ
ભેળ્યું=મેળવ્યું
તાક્યું=ધાર્યું, ઇચ્છયું
મડદાં=મુડદાં મરી ગ-
યલાં પ્રાણીઓ
ગીધ=મડી ખાનારૂં મો-
ટું પક્ષી
મગર=ઘરોળીના જેવું
પણ તેનાથી ૨૫ ગણું
મોટું પાણીમાં રહે-
નરૂં પ્રાણી

**સાર.**

આપણે કોઇનું ભુડું ઇચ્છવું નહિ પણ ભલું ઇચ્છવું કે જેથી ઇશ્વર આપણું ભલું કરે.

## પાઠ ૧૨ મો.

ગંધર્વ=ગવૈયાની એક
જાત, સ્વર્ગના ગાનારા
ક્ષમા=માફી
સહન થયું=ખમાયું
લાગણી=અસર
ગળગળા=છાતી ભરાઈ
આવેથી નરમ થએલા
આફતો=અડચણો
ડગતું=ખસતું
કોપ=ગુસ્સો
વર્તણુક=રીતભાત ચા-
લચલગત
સહન થઇ શક્યું નહિ=
ખમાયું નહિ
લાખ=સોહજારો, ઘણાજ
ઉપાય=ઇલાજ
ફોસલાવી=સમજાવી,
પટાવી
જુગાર=જુગટું
જુલમ કર્યો=જબરાઈ
કીધી

રૂચતી=પસંદ પડતી,
ગમતી
નીચ=દુષ્ટ, પાપી
નીચપણું=દુષ્ટતા
આનંદ=ખુશાલી; મજા
કંઇ બાકી રાખતો ન-
થી=ઘણુંજ કરે છે
અપકાર=અવગુણ, ભું-
ડું કરવું તે

**સાર.**

કોઇ આપણું ભુંડું કરે, તોપણ આપણે તેનું ભલુંજ કરવું; જેથી ઇશ્વર આપણા-પર રાજી થશે

## પાઠ ૧૩ મો.

ભક્તિ=ભજન
ખરૂંખોટું=વાજબી ગેર-
વાજબી
પ્રજા=રૈયત
પ્રીતિ=પ્યાર, હેત
રાજકાજ=રાજકારભાર
કારભારીઓ=કામ કર-
નારા, અધિકારી
ચતુર=ડાહ્યા, શાણા
સરખા=બરોબર
હુકમ=આજ્ઞા

છાનીમાની=મુંગી, બો-
લતી બંધ
ખરેખરી=સાચી
ડહાપણ=શાહાણપણ;
ચતુરાઇ
પારખી=ઓળખી
અદલ=ખરો, વાજબી
કચેરી=દરબાર
વિષે=બાબત
ચર્ચા=વાતો, વિચાર
સાક્ષી=સાહેદ
અઘરૂં=વસમું; કઠણ
અચરજ=નવાઈ, અ-
ચંબો
હક=માલકી
ગળેપડુ=ખોટો હક ધ-
રાવનાર; ઢેપડુ
બુરા=નઠારા; ખરાબ
સજા=શિક્ષા

**સાર.**

બીજાની વસ્તુ ગળે પડી લેવાની ટેવ રાખવી નહિ

**પાઠ ૧૪ મો.**

ગૃહસ્થ=કુટુંબ કબીલા-
વાળો સારી સ્થિતિ-
નો માણસ
મજા=ગમ્મત
નસીબ=કરમ
હાલત=સ્થિતિ
ઉપાડી=ઉંચકી
લંગડો=પગે ખોડવાળો
ધ્યાન=ચિત્ત
કદાપિ=કદાચ
શોધી=મેળવી
કકડીને=ઘણીજ; સખત
નિસાસો=દુઃખ કે દી-
લગીરીને લીધે શ્વાસ
નાંખવો તે
અભાગીઓ=અકરમી;
કમનસીબ
કરમાઇ ગયું=ફીકું પડી
ગયું
ફરમાવ્યું=હુકમ કીધો
ટેકો=આધાર, અ શરો
હેઠે=નીચે, પછી
કાયમ=હંમેશ
તંગી=તંગાશ; ભીડ
મટી=દૂર થઇ, ટળી

**સાર.**

આપણી બધી ઇંદ્રિયો સાજી છે માટે ઇશ્વરનો પાડ માનવો અને એ ઇંદ્રિયોનો સારો ઉપયોગ કરવો.

**પાઠ ૧૫ મો.**

રંગીત=રંગેલા
સુશોભિત=શોભાયમાન
પીરસી=મુકી
માન્યા વગર=કબુલ
કર્યા વગર
વસ્તી=વાસો, રહેઠાણ
મશ્કરી=મજાક, ટોળ
નોતરૂં=જમવાનું કહેણ
છાછરો=જરાક ઉંડો ને
પહોળો
થાળ=મોટી થાળી
ચપચપ=ઝપઝપ
ખામી=ખાંપણ, ખોડ,
કસર
ભાવ=હેત, પ્યાર
ભોળા=પાપ વગરના;
ખુલ્લા દીલના
ખાતર=બરદાસ
સાટું=બદલો
મોં મલકાવી=મનમાં
હસી
સ્વાદે=લહેજતથી
શરમાયું=લજવાયું

**સાર.**

કોઇની મશ્કરી કરવી નહિ જો આપણે કોઇની મશ્કરી કરીએ તો

તે આપણી કરે

## પાઠ ૧૬ મો.

સત્ય=સાચું
વસે=રહે
ઉજાસ=પ્રકાશ
વિશ્વપતિ=પરમેશ્વર
સતનું=સત્યનું
ચિત=મન
ચિંતન=ધ્યાન, મનન
ચિંતન કરવું=ધ્યાન ધરવું
સત=સાચું
વાચક=શબ્દ; વચન
નિશ્ચય=નક્કી, નીરધાર
ઉચરવું=બોલવું, કથવું
અસત્ય=ખોટું
જશથી=આબરૂથી, ઈજતથી
ઝળકીત=પંકાયલા, વખણાએલા, પ્રકાશીત
જગે=દુનીઆમાં
બીજ=બીયું
વૃક્ષ=ઝાડ
વિશાળ=મોટું
ગુણકારી=ફાયદાકારી
ફળ=પરિણામ, છેવટ
આશ્રય=મદદ
છાંયતળે=શીળામાં
પરિતાપ=દુઃખ
આપત્ત=દુઃખ, વીટંબણા
પ્રગટે=ફેલાય
છળ=લુચ્ચો, કપટી
દુષ્ટ મતિ=નઠારી બુદ્ધિ
ભય=બીક, ભો
હટે=નાશ પામે; જતો રહે
જોગ=બનાવ, કારણ; યોગ
છુપાઈ જશે=ઢંકાઇ જશે, ગુપ્ત રહેશે. (જાહેરમાં નહિ આવશે
છેવટ=આખરે, પરિણામે
ઉજાસ=પ્રકાશ; તેજ
વાદળ=આભલું
છુપશે=ઢંકાશે, દબાઇ જશે
દીપશે=પ્રકાશશે
ફરીને=બીજીવાર
આંચ=નુકસાન
વદી=બોલી; ઉચરી
કલેશ=દુઃખ
અનેક=ઘણા
હરે=દૂર કરે, મટાડે
સમું=સરખું; બરાબર
અન્ય=બીજું
ખરે=નિશ્ચે, નક્કી
અતિ=ઘણો, બહુ
રીઝશે=ખુશી થશે
ધર્મ=કર્તવ્ય, ફરજ
સ્વર્ગ=કૈલાશ, દેવોનું રહેઠાણ
રીઝો=ખુશી થાઓ

### સાર.

હંમેશાં સત્ય બોલવાથીજ લાભ છે, અને તેથી પરમેશ્વર ખુશી થાય છે.

જુઠામાં જુઠો માણસ પણ એક દિવસમાં જુઠા કરતાં સાચું વધારે બોલે છે, એ ઉપરથી ઈશ્વરને સાચુંજ ગમે છે એમ સાબીત થાય છે.

## પાઠ ૧૭ મો.

મુસાફર=વટેમાર્ગુ
છાયા=શીળો
તંબુ=લુગડાંનું ઉપાડી લેવાય એવું ઘર
ભરવાડ=ઘેટાં ચરાવનાર
પાકાં=છો ઈંટના
નેસ=ભરવાડવાડો; રબારી ભરવાડને રહેવાનાં ઝુંપડાવાળી જગો
વખાણ=તારીફ

રિવાજ=ધારો, નિયમ
વર્તમાનપત્ર=છાપું;ચાલતા વખતની હકીકતના છાપેલા કાગળ
બાંકડો=પીઠવાળી પાટલી
ઉત્તર=જવાબ
સવારી=નોકરીની મુસાફરી
સપાટ=ઉંચી નીચી નહિ તે;
મીલનસાર=મળતાવડા
પરોણાચાકરી=પરોણાગત
પરોણો=મેમાન
શરીર=ડીલ
ભારી=બોજારૂપ
પૂજે છે=સેવા કરે છે
ચામડીઆ=ચમાર,ચામડાનો ધંધો કરનાર
સામાન=વસ્તુ, ચીજો
વિદ્યાર્થી=શિષ્ય; વિદ્યાભ્યાસ કરનાર
મદદ=સહાયતા

## સાર.

જરૂર વગરની ચીજો પછાડી ઓછો ખરચ કરવો અને તેનો ઉપયોગ પરોપકારમાં કરવો

## પાઠ ૧૮ મો.

સ્વચ્છ=ચોકખું
રહારેળ=શ્રમ પાડી રહવું તે
શણગારી=પહેરાવી
વાળુ=રાતનું ભોજન
છિદ્રો=કાણાં
મેલ=કચરો
ચીકણી=ચીકાશવાળી
લુછી=લોહી
તમાશો=ખેલ, રમત
સ્વરૂપવાન=દેખાવડો; શોભીતો
વરખ=સોના રૂપાના પાતળા કાગળ જેવા પતરા
ચોંટાડ્યા=વળગાડ્યા
મન થયું=ઇચ્છા થઇ
પથારી=બીછાનું
બેભાન=ભાન વગરનો, શુદ્ધિ વિનાનો
પડોશણ=પાસેના ઘરની રહેનાર
કરકરૂં=ખરચબડું
શણગાર=શોભા
ઢાંકણ=કવર, પડ
લોચા=લચકા

કંટાળો=ચીતળી, સુગ
પસરે=ફેલાય
બંધ થવાથી=પુરાઇ જવાથી
નુકસાન=હાની.
ભિનાશ=ભેજ.
ચોંટી=બળગી
પુરીનાંખેછે=ઢાંકી દેછે
ખુલ્લાં=ઉઘાડાં
રેડ્યું=ઢોળ્યું
સમજુ=સમજણવાળા
મુખ્યમતલબ=મૂળહેતુ
મતલબ=હેતુ, ધારણા
પારપડતીનથી=બર આવતી નથી
ચોળીને=મસળીને
કાપનારી=દૂરકનારી
ફાયદો=લાભ
કરકરા=ખરબચડા

## (સાર)

માણસે હમેશાં નહાવું. શરીર શોભાવવાને કાન નાક વીંધાવવા નહિ, કારણ કે જો તેમ કરવાની જરૂરજ હોત તો તે પરમેશ્વર આપતજ.

## પાઠ ૧૯ મો.

ભાઇભાંડુ=ભાઇ બેન

ઘરેણાં=દાગીના
પાક=પેદાશ
ધનવાન=પૈસાવાળા
અઘાટ=ધણીપણાના હક સાથે, તમામ હક સાથે
વિદ્વાન=પંડિત
પસંદપડી=ગમી
ઉદ્યોગી=મહેનતુ
સહેજ=જરા
ઉપજ=પેદાશ
ઘરખરચ=રોટલા ખરચ
દુકાળ=મોંઘાવારી. અનાજપાણી મોંઘામળે એવો વખત
જરૂર=અગત્ય
કરકસર=ખપજેટલું વાપરવું તે
ચરૂ=કડાંવાળોદેગડો
સોનામહોરો=સોનાના સિક્કા
ઉતરે=ઓછોઆવે
આગ્રહ=તાણ; કાલાવાલા
ચુકાદા=ફેંસલા
નિર્ણય=ફેંસલો; ચુકાદો
પાક=ફાલ

( સાર )

પ્રમાણિકપણે ચાલવાથી ઇશ્વર ખુશી થાય છે. માટે પ્રમાણિક પણે વર્તવું.

### પાઠ ૨૦ મો.

વિષયો=બાબતો
અરધું=અડધોઅડધ
લાંચીઆ=લાંચલેનારા
મનોહર=દેખાવડા
ઝુલે=ડોલે
દૂર=આઘી
ગુસ્સો=ક્રોધ. રીસ
વાંસામાં=પીઠમાં
માનીતો=વહાલો
દિલ્હી=જમના નદીના કાંઠાપર શહેર છે
પ્રખ્યાત=નામીચો,
પરાક્રમી=શૂરો
શોખીન=કોઇપણ બાબતમાં આનંદલેનારો
આસરો=મદદ
મોં ઉતરી ગયાં=ઉદાસ થયાં
ખજાનચી=ખજાનાનો ઉપરી; તિજોરીનોઉપરી,
નામદાર=પ્રખ્યાત, પંકાયલો
હઠ=જીદ, આપમત
આજીજી=કાલાવાલા
ફટકા=સપાટા; નેતર કે ચાબુકના ઝપાટા
નિશ્ચય=ઠરાવ
ભાગીદાર=ભાગીઓ
ખુદાવંદ=મોટા માલીક (મોટાદરવાજા વાળાને માટે બોલાયછે)
શરત=કબુલત
હજુરમાં=રુબરૂમાં; આગળ

### સાર

આપણા હકથી વધારે લેવાની ઇચ્છા રાખવી નહિ

### પાઠ ૨૧ મો.

ગર્વ=અહંકાર
માહા=ખાણ
ફળ=ફાયદો
હલકો=તુચ્છ
નાનો=બાળક
તોફાની=મસ્તીખોર ઉદમાતીઓ
કાયર=હેરાન
અંકી=નાસ દઇ નીશાની કરી
ચર્યો=ફર્યો. ખાઇ પી મસ્ત થયો

ફાટયો=જબરો થયો, ફાલ્યો
માતેલા=ખાઇ પીને જબરા થએલા
જબરો=જોરાવર
મચ્છર=ડાંસ
ગણગણતો=ગુણગુણ કરતો
નીચ=હલકો
અહીંથી=આ ઠેકાણેથી
દૂર જા=આઘો ખસ
નબળા=કમજોર
હાથ ચલાવવો=મારવું
ઘટતો=લાયક
પલક=જરા વાર;ક્ષણ
કચરી=ચગદી
યુક્તિ=તદબીર; કળા
નસકોરાં=નાકનાં બાકાણાં
પેસી ગયો=દાખલ થયો
ચટકા=ડંખ
તોબાતોબા=કાયરકાયર
મોકરાવી=કરાવી
કાલાવાલા=આજીજી
ફુલાઇ ગયો=મગરૂર થયો
અહો=અરે
શબ્દો=બોલ, વચન
અભિમાની=અહંકારી
દતારૂં=કાઢું
સપડાયો=ફસાયો

ફાંફાં=ખોટી મહેનત; વલખાં
હલકામનનો=નીચવિચારનો
નમ્ર=ગરીબ; દીન
ફળ=પરિણામ, છેવટ

**સાર**

કદી અહંકાર કરવો નહિં, અહંકારી માણસ ધારે કે મારા જેવો કોઇ નથી પણ તેના માથાનો કોઇ હોયજ.

## પાઠ ૨૨ મો.

મિત્ર=દોસ્તદાર, ભાઇબંધ
પુસ્તકાલય=લાયબ્રેરી, જ્યાં વાંચવા લાયક પુસ્તકો રાખેલા હોય તે
ચિત્રો=ચબીઓ
વૃત્તાંત=હેવાલ; જીંદગીના હેવાલનું પુસ્તક
બહારપડ્યું=જણાયું જાહેર થયું
બાળપણ=નાનપણ અચપણ
અભ્યાસ=વિદ્યાભણવી તે
જાણવાજોગ=જાણવા લાયક
ભલે=ખુશીથી

ધાર=અણી, વહેતી કોર
ઇનામ=ભેટ, બક્ષીસ
કુહાડી=લાકડા ફાડવાનું હથીઆર
કરમાઇ=ચીમળાઇ
ગુસ્સો=ચીડ
ધમકાવ્યા=સપડાવ્યા; ધમકી આપી
જવાબ=ઉત્તર
શામાટે=શા વાસ્તે
ખબર=જાણ;માહીતગારી
ગભરાયો=અકળાયો
હીંમત=ધીરજ
સાચું=ખરૂં, સત્ય
દીલગીરી=અફસોસ
અત્યારે=હમણાં, હાલ
હજાર ગણો=બહુજ, ઘણોજ
કળી=ખીલ્યા વગરનું ફૂલ
રૂપેરી=સફેદ રંગના
વચન=બોલ; શબ્દ
ગણું છું=કરૂં છું,ઠેરવું છું
લક્ષણ=ગુણ, ટેવ
પારણામાંથી=ઘોડીઆમાંથી
ઉંચા=ઉમદા. સારા
અધિકારી=અમલદાર

પંકાયો=વખણાયો

**સાર**

સાચનું ફળ અંતે સારૂંજ છે સાચું બોલવાથી સામો માણસ ગુસ્સે થતો નથી. પણ ઉલટો તેનાપર ચાહેના રાખેછે માટે હંમેશાં સાચું બોલવાની ટેવ રાખવી.

**પાઠ ૨૩ મો.**

ઉમરાવ=અમીર;શ્રીમંત
શિકાર=જનાવરોને ગોળી તાકી મારવાં તે
આરામ=વિશ્રાંતી, વિસામો
ફકીર=સાંઈ, મૌલા
ઇશ્વર=ખુદા
બંદગી=પ્રાર્થના
સુલતાન=મુસલમાન પાદશાહ
તરસ=પ્યાસ શોષ
નામદાર=નામીચા, પ્રખ્યાત
એહસાન=પાડ
માનુ છું=ગણું છું
લાયક=જોગ
ખોરાક=ખાવાનું
હાજર કરૂં છું=રજુ કરૂં છું
ઢોલચું=ઢોલ જેવું નાનુ વાસણ
ભાવથી=હોંશથી, ખુશીથી
શાંત=ઠંડો
વિનંતી=નમનતાઇથી કહેવું તે, અરજ
જાગીર=ઇનામી જમીન; સરકાર તરફથી મળેલુ ગામ કે જમીન
સાન=અક્કલ,સમજ
સબંધમાં=વિષે
અંદેશો=શક; વહેમ
જાતે=પોતે
ઝવેરખાનાનો=જવાહીરખાનાનો, કીંમતી રત્નોનો
ઉપરી=અધિકારી, સરદાર
અદેખાઇ=ઈર્ષા
ઇલાજ=ઉપાય
બંભેરવા=ખોટુ ખોટું સમજાવવા
સંતાઇ=છુપાઈ
ભિખારી=ભીખમાગનાર
ઇર્ષાખોર=અદેખા;ઝેરીલા
સંભારૂં છું=યાદ કરૂં છું
સ્થિતિ=હાલત
હાલત=દશા
ભેટયો=છાતી સાથે દાબ્યો
પ્રધાન=વજીર
ઇર્ષાખોર=ઝેરીલા
દેશનિકાલ=દેશપાર; દેશ બહાર કાઢી મૂકવું તે

**સાર.**

માણસની ચડતી પડતી જીભવડે થાય છે. જો આપણે નમનતાઇ વાપરીએ તો સામાનો પ્યાર મેળવીએ. માટે ઇર્ષા છોડી નમ્ર સ્વભાવ રાખવો કે જેથી ઉમરાવોના જેવા હાલ થાય નહિ

**પાઠ ૨૪ મો.**

પંચ=પાંચ કે વધારેનું ટોળું
વાદવિવાદ=રકઝક; તકરાર
તુરત=તરત
દરબાર=કચેરી
નાર=માદા
ગણના=ગણતરી; કદર; બુજ

ગરીબડી=ગરીબ
વલવલે=ટળવળે, વલખાં મારે
પય=દૂધ
વફાદાર=વિશ્વાસુ
ધાન=અનાજ, ખાવાનું
તન તોડીને=ઘણું વૈતરૂ કરીને
માન=આબરૂ
સેવા=ચાકરી
માનવી=માણસ
ઉપાડે=ઉંચકે
ભાર=બોજો, વજન
મણબંધી=ભારે, મણના માપથી
બોજા=વજન, તોલ
બીન=વગર, વિના
ઉપકાર=પાડ
તંન=શરીર
નીમક=મીઠું; લૂણ
હલાલ કરૂં છું=બદલો વાળી આપુ છું.
હાર=પરાજય, હારવું તે
માલિક=ધણી
રસ્તો કાપું=મુસાફરી કરૂ
પીઠ=વાંસો, બરડો
સ્વાર=સવાર, ઘોડાપર બેશી ફરનાર સિપાઈ

દરકાર=પરવા
માર્ગ કાપવા=રસ્તો ઓછો કરવા, અંતર ઓછું કરવા
સફર=લાંબી મુસાફરી
દૂર=આઘે
મુજ=મારો
જળ કાજે=પાણીને માટે
જીવ લીએ છે=મારી નાંખે છે.
ક્રૂર=ઘાતકી, દયા વગરનો
પરોપકાર=પારકાનું ભલું કરવું તે
અંબાડી=હાથીપર બેસવાની બેઠક
કેરો=નો
મુજ=મારા
આધાર=આશરો, ટેકો
દીપે=શોભે,સારોદેખાય
શ્રેષ્ઠ=સૌથી સરસ, ઉત્તમ
પશુ=ચોપગાં જાનવર
સરદાર=મોટો, ઉપરી
ન્યાય=ઇનસાફ
નિર્દોષી=વાંક વગરનો, નિરપરાધી
તલ=જરાક જેટલો, થોડો
ત્રાસ=બીક, ભય
તોય=તોપણ

તલપે છે=તાકે છે, ધારે છે
માંસ=ગોસ
કસાઇ=ચંડાળ
કર=હાથ
ઠાર બનું છું=કપાઇ જાઉં છું
કૂલ=બધો; તમામ
બોજ=બોજો
વાહન=ગાડી વગેરે
વ્યાપાર=વેપાર
ઘડી=થોડો વખત;ચોવીસ મિનિટ
કરાર=વિશ્રાંતી, આરામ
ખર=ગધેડો
ગજ=હાથી
આશા=ભરોસો,વિશ્વાસ
અથડાય=અફળાય
આશાપર અથડાય=ભરોસાપર રહે.
ખલક=જગત, આલમ, દુનીઆ
દંડ=શિક્ષા કરે
પીડતાં=દુઃખ દેતાં
કોપે=ગુસ્સે થાય, રીસે ભરાય
કીરતાર=પરમેશ્વર, બનાવનાર

## ( સાર. )

આપણા પાળેલા જનાવરો પાસે ગજા ઉપરાંત કામ કરાવવું નહિ. પેટપુર ખાવાનું આપવું અને દયા રાખવી.

## પાઠ ૨૫ મો.

ગુનો=કસૂર; ભૂલ
ખોટું=જુઠું
અજાણે=ગફલતથી
સદ્‌ગુણી=સારા ગુણવાળા
કબુલાત=વચન, કરાર, ઠરાવ
ધક્કો=હડસેલો
આરસો=મોં જોવાની મોટી આરશી
ફૂટી ગયો=ભાંગી ગયો
ફોડાવ્યા=કડકા કરાવ્યા
ફોડયો=ભાંગ્યો
મા=નહિ
બોલ મા=બોલ નહિ
કસુર=વાંક; ગુનો; ભૂલ
સૌથી સારૂં=ઉત્તમ, શ્રેષ્ઠ
જાણે અજાણે=જાણતા અજાણતાં
માનવી=કબુલ કરવી
ગુનેગાર=અપરાધી, કસુર કરનાર
નારાજ=નાખુશ
બીક=ભો
સાચેસાચું=ખરેખરૂં
ઉદાસ=દીલગીર
સુખેથી=વગર ફિકરે
હેઠે=નીચે
રૂએ=રડે
દોષ=વાંક, ગુનો, તકસીર
સંતાડવા=છુપાવવા
ભૂલ=ચૂક
સહન કરૂં=ખમું, વેઠું, સાંખું
નીવડે=નીકળે, થાય

## ( સાર. )

હમેશાં ગુનો કબૂલ કરવો જેથી પરમેશ્વર ખુશ થાય છે. અને આપણા મનને બીક રહેતી નથી.

## પાઠ ૨૬ મો.

સારે રાગે=મધુરે સ્વરે, મીઠે અવાજે
ગુંથેલી=વળ દીધેલી
આનંદથી=હોંસથી
લાયક=યોગ્ય
બાળાઓ=છોકરીઓ, બાળકીઓ
હોંસેહોંસે=ઉમંગથી
કન્યા=કુમારી છોકરી
શીવણ=શીવવાનું
રંગબેરંગી=તરેહ તરેહના રંગના
ગળપટા=ગળે બાંધવાના પટા
લેખાં=મોઢે ગણવાના હીસાબ
ઘાટ=આકાર
પ્રદર્શન=સંગ્રહસ્થાન;નમુનેદાર ચીજો બતાવવા માટે એક ઠેકાણે ભેગી કરી રાખવી તે
સાદડી=ચટાઇ
ચિત્રકામ=ચીતરવાનું કામ
તલ્લીન=મશગુલ;લીન; એક ચિત્ત
વિષય=બાબત
ખુબી=મજા
કેળવાય=કસાય
સંખ્યા=નંબર
મહેતીજી=કન્યાશાળાની વડી સ્ત્રી શિક્ષક

ગુણી=ગુણવાન
શિક્ષકો=આસિસ્ટંટો
વર્તે=ચાલે
વિવેક=સભ્યતા
સલાહસંપ=એક વિચાર; મળી સમજીને ચાલવું તે
શિક્ષણ=શિખવાનું કામ

( સાર. )

છોકરીઓને ભણાવવાથી તેમની અક્કલ ખીલે છે, માટે છોકરીઓને ભણાવવી જોઇએ.

### પાઠ ૨૭ મો.

ઉપયોગ=ખપ
સંગ્રહ=સંઘરો; એકઠું કરવું તે
હકીકત=બયાન, વિસ્તારી કહેવું તે
હરકત=અડચણ
દ્રવ્ય=પૈસા
ભરી=ઘાલી
સંઘરો=સંગ્રહ
કુદરતનું=ઇશ્વરી શક્તિનું
અવલોકન=ધારીને જોવું તે; બારીક તપાસ
રાજધાની=રાજગાદી
ઇમરતો=ઉંચી બાંધણીનાં
કિલ્લા=ગઢ

( ઘરો.

રચના=બનાવટ; ગોઠવણ
બાંધણી=બાંધકામ
ખાણો=અનાજ ભરી મૂકવા માટે જમીનમાં ખોદેલા ખાડા
જાર=જુવાર
ખાનગી=પોતાની
સળી=સડી, જીવાત પડી
ભુકરો=રેતી; એક જાતનો પોચો પત્થર
ખડ=ઘાસ
ગંજી=ઢગલો
સવાલ=પ્રશ્ન
અગત્યની=જરૂરની, ખપની
આગગાડી=દેવતા અને પાણીના બળથી ચાલતી ગાડી
આગબોટ=દેવતાને પાણીથી ચાલતું મોટું વહાણ
સાધન=સાહિત્ય
પુષ્કળ=ઘણું, બહુ
દાણા=અનાજ
નાણાં=પૈસા
અવારનવાર=વારાફરતી
જંતુ=જીવડાં
સંઘાત=મેળાપ

( સાર. )

પૈસા બચાવ્યા હોય તે ઘડપણના વખતમાં તથા આફતના વખતમાં ખપ લાગે છે. માટે હરેક માણસે પૈસાનો સંગ્રહ કરવો જોઇએ.

### પાઠ ૨૮ મો.

પરબ=મુસાફર લોકને મફત પાણી પાવાનું ઠેકાણું
ચળકાટ મારતા=માંજેલા
વારાફરતી=એક પછી એક
કઠિઆરા=લાકડા કાપનાર; લાકડા કાપીને વેચનાર
ધર્માદા=દાનમાં આપી દીધેલું
મનોહર=રમણીય; મનને ખુશ કરે એવું
વળેલો=વળગેલો
ખરો તડકો=સખત તાપ
વિસામો=આરામ
દશમો ભાગ=દશાંશ, દશ ભાગમાંનો એક ભાગ

આશીર્વાદ=આશીશ,દુવા
ઉપયોગ=વપરાસ
ટાળવામાં=મટાડવામાં; દૂર કરવામાં
શીતળ=ટાઢી, ઠંડી

( સાર. )

જે કંઇ કમાવું તેમાંથી થોડો ભાગ પણ ધર્મના કાર્યમાં ખરચવો.

## પાઠ ૨૯ મો.

ઉપાડયો=ઉંચકયો
મરઘી=કુકડી
નકામા=ફોકટના
ઉદ્યમે=ધંધે
વળગ્યો=લાગ્યો,બાઝયો
આબરૂ=ઇજ્જત
શેખચલ્લી=ખોટા વિચાર કરનાર
તરંગ=ખોટા વિચાર; મનના સુદ્દા
તર્ક=મનસુબો; વિચાર
તર્ક ઉઠાવે=મનસુબા કરે
પાર=છેડો, અંત
ઠરાવી=નક્કી કરી
ઘાડવો=ઘી ભરવાનું માટીનું વાસણ
ધુણાવી=હલાવી
ઠપકો=ગુનાના બદલામાં કડવા શબ્દ કહેવા તે
ઘર ભાંગ્યું=ઘરબાર વગરનો થઇ ગયો
ગાળી નાંખ્યા=ગુમાવ્યા
માફક=પેઠે
ચેતવ્યો=ખબર આપી

( સાર. )

આપણા ધંધા સંબંધીજ વિચારો કરવા એકદમ પૈસાદાર થઇ જવાનો વિચાર કરવો નહિ.

## પાઠ ૩૦ મો.

ઉડાવવા=ચગાવવા
મુકાવ=મેલાવ
ભોંય=જમીન
મદદ=સહાય
છેક=તદ્દન
ફરીથી કરો=હર કાંઇ સારૂં કામ પુરૂં ન થાય ત્યાં સુધી ફરી ફરીને કરવું
પતંગ=કનકવા
નારાજ=નાખુશ, નાઉમેદ
ચઢાવો=ઉડાવો
સપાટા=ઝપાટા
વાતો બંધ થયો=સ્થિર થયો
ગોથું ખાઇ=ઉંધો થઇ
કાયર થવું=કંટાળવું,
પ્રયાસ=અજમાયસ
આસમાન=આકાશ
ટપકા=ડાઘા
વીંટવા=લપેટવા

( સાર. )

શરૂ કરેલું કામ પુરૂં ન કરીએ તો કરેલી મહેનત નકામી જાય અને લોકમાં મજાક થાય માટે હરકોઇ કામનો આરંભ કરતાં પહેલાં વિચાર કરવો કે એ કરવું વાજબી છે કે નહિ અને વાજબી લાગે તોજ આરંભ કરવો; અને આરંભ કર્યો તો તે કામ પુરૂં કરવુંજ વચ્ચેથી અધુરૂં મૂકી છોડી દેવું નહિ.

## પાઠ ૩૧ મો.

ડોલે=હાલે
તરૂવર=મોટું ઝાડ
ઝુલાવે=હીંચોળે,હલાવે

પાન=પાંદડાં, પાંતરાં
મનોહર=મનને ખુશ કરે એવું
ગાન=ગાયન
ધ્યાન ધરતાં=ઇશ્વરને પોતાના મનમાં આણતાં
કલ્લોલ=ચેનબાજી, મજા
સાથ=સાથે, જથ્થે
પડદો=આંતરો
ખોલે=ઉઘાડો કરે
ચણતાં=વીણી ખાતાં
ચૂસે છે=શોષે છે
ફૂલરસ=ફૂલમાંનો રસ
ઘાટે=ઓવારે, કિનારે, કાંઠે
જળઘાટે=નદી કે તળાવ કાંઠે
નિજ=પોતાને
વાટે=રસ્તે
પોઢે=સુએ
માળ=માળામાં
જંપતાં=ઠરીને બેસતાં
ભળકે=સવારે, પરોઢીએ
ધાય=દોડે
વનફળ=વનમાંના ફળ
ઝુલે=હાલે
ભલી ભાતનાં=સારી તરેહનાં

વિધવિધ=જુદી જુદી
દીનાનાથ=પરમેશ્વર, ગરીબનો ધણી
પુરો=પુરેપુરો
મધુરો=મીઠો
ધરી=રાખી
નિર્મળ=ચોકખું, મેલ વગરનું
ઠરે=નિરાંતે બેસે
ભલી ભાતે=સારી રીતે
હઠાવી=હરાવી, હંકાવી
હઠાવી દીએ=હરાવે
મેળવાય છે=પેદા કરાય છે
રાજઅધિકાર=રાજ સત્તા
વશ=તાબે
વિપત્તિ=દુઃખ; આપત
વેરાઇ જાય=જતા રહે
બાળ=બાળક
ચિંતવ્યા=ધાર્યા
અપાર=ઘણોજ
પમાય છે=મેળવાયછે, પેદા કરાય છે

( સાર. )

ઉદ્યોગી માણસને કંઇ પણ અઘરૂં નથી. ઉદ્યમ કરવાથી જે જોઇએ તે મળે છે, માટે ઉદ્યમ કરવો.

**પાઠ ૩૨ મો.**

સેવા=ચાકરી
વંશપરંપરા=છોકરાનાં છોકરાં
નાનપણથી=બચપણથી
ઇચ્છતા=ચહાતા, મરજી કરતા
ભરોસો=વિશ્વાસ
મહેનત=મજુરી
બદલામાં=સાટામાં, અવેજમાં
ભોગવટો=ઉપભોગ; વપરાશ
સાંતી=હળ
લાડ=વહાલ
ઉછરેલો=મોટો થએલો
ધ્યાન=ચિત્ત, મન
સાંતીની જમીન=ખેડવા લાયક ભોંય
ઉંચા પ્રકારની=સારો પાક નીવડે એવી; ફળદ્રુપ
પ્રકાર=જાત; વર્ગ
સાથી=મદદગાર ખેતીને માટે રાખેલો નોકર
પ્રકાર=રીત, તરેહ
મહેનતુ=ઉદ્યોગી
ચારગણો=ચોગણો

પુંજી=દોલત
અર્થ=મતલબ, સાર
ડહેલી=મોટા દરવાજા-
વાળા ઘરનું ભોંયત-
ળીઉં
હુક્કો=ગુડગુડી
સમાન=બરાબર; જેવું
મેઘ=મેહ; વરસાદ
નજર=તપાસ; દેખરેખ
ખાત્રી=ભરોસો, પતીજ

( સાર. )

આપણા કામનો ભરોસો નોકરપર રાખવો નહિ; પણ નોકરોનું કામ છે કે નહિ તેની તપાસ રાખવી.

## પાઠ ૩૩ મો.

પીડાય=દુખી થાય
હવા=વા
રોગ=વ્યાધિ
નિરોગી=રોગ વગરનાં,
આરોગ્ય; તંદુરસ્ત
સુધરતી=સ્વચ્છ થતી
ભિનાશ=ભેજ
મેલું=ગંદુ
ગંદુ=ગોબ્જુ
ચકલી=સકાવો; પિત્તળ
કે લોઢાની પેચવાળી
વાંકી નળી
ટાઢીઓ તાવ=મલેરીયા
નઠારી હવાને લીધે
જે તાવ આવે છે તે
બેનપણી=સહીઅર,
સખી
પગ મૂકવાનું=આવવાનું
મન=ઇચ્છા, મરજી
મંદવાડ=રોગ, બિમારી
ગંદકી=ગંદવાડ
મૂળ=બી, બીયાં
જંતુ=જીવડા
પાકે છે=પેદા થાય છે
ખુણે ખોચરેથી=ખુણા-
માંથી
પાથરણું=બીછાનું
વાળી નાંખીએ=સાફ
કરીએ
શ્વાસ=દમ
વડે=થી
ખુલ્લાં=ઉઘાડાં
બીજ=મૂળ
નાશ પામે છે=જતા
રહે છે
ઢોળી=રેડી
મરે છે=ઉતરે છે
ઝીણો તાવ=હાડનો
તાવ ( એ તાવથી
શક્તિ ઘણીજ ઓછી
થાય છે. )
લકવો=એક જાતનો
રોગ. એથી શરીરનો
કોઇ ભાગ જુઠો
પડી જાય છે
જાજરૂ=સંડાસ
ખાળ=નહાવા પીસાબ
કરવા પાણી ઢોળવા
માટે બનાવેલી ચોકડી
મોરી=નીક, ગટર
ઝાડીઝુંડી=ઝાડીઝાપટી
દુર્ગંધી=બદબો, નઠારી
વાસ
તદન=બીલકુલ
ખુલ્લી રીતે=સમજ પડે
એવી રીતે

( સાર )

ઘર, વાડા વગેરે દરેક ચીજ ચોકખી રાખવી.

## પાઠ ૩૪ મો.

અણસમજુ=વગર વિ-
ચારના; મૂર્ખ
શોક=દિલગીરી
ઠરાવ=નિશ્ચય
ઊંચા=સારા
પ્રાણ=જીવ

જીદ્દ=ઘરડાં; બુઢ્ઢા
પાટવી પુત્ર=પાટવી કું-
વર, મોટો છોકરો
નિશ્ચય=ઠરાવ
સમાચાર=ખબર
અદેખાઇ=ઝેર; ઇર્ષા
ઉથાપશે=લોપશે ભં-
ગ કરશે; ફેરવશે
સંદેહ=શક, વહેમ
વરદાન=માગેલું આપ-
વું તે
લેણું=માગતાં
વનવાસ=જંગલમાં ર-
હેવું તે
હઠ=જીદ્દ, જક, મમત
ધિક્કાર=તિરસ્કાર,ફિટકા
દેહ મુકયો=મરણ પામ્યે
તપ=તપશ્ચર્યા

## સાર.

"સોબત તેવી અ-
સર" હંમેશાં સારાની
સોબત કરવી. કામ
કરતાં પહેલાં શું ફળ
આવશે, એ બાબતનો
વિચાર કરવો, કે જેથી
પાછળથી પસ્તાવું પડે
નહિ.

## પાઠ ૩૫ મો.

ઝળકારા=ચમકારા
દરકાર=પરવા
સ્થિર=હાલ્યા વગર
ખેલ=રમત
કસરત=શરીર વાળવું તે
ગુજરાન=નિર્વાહ, ગુ-
જરો, પોષણ
ટોળું=જથો
હાથ=બે વેંતની લં-
બાઇ
ધરી=પકડી, ઝાલી
સરણાઇ=પીપી
નટ=સ્ત્રી વગેરેના વેષ
લઈ ઘણા ખેલ કરનાર
અંગ કસરત=શરીરની
કેળવણી
ગુલાંટ=ગોલાંટ
ચક્કર ચક્કર=ગોળ ગોળ
ચમકે છે=ઝળકે છે
શાબાશ=ધન્ય
જીવની દરકાર કરતા
નથી=મોતની બીક
રાખતા નથી
સફાઈ=ચાલાકી; ખૂબી
ચમત્કારવાળા=અચરત
પમાડે એવા
નજરબંધી=જાદુથી જો-
નારાની આંખને ભુ-
લાવામાં નાંખવી તે
ખુબીદાર=વખાણવા લા-
યક; ચમત્કારી

## સાર.

અંગ કસરતથી શરીર
કસાય છે, માટે નાન-
પણથી કસરત કરવાની
ટેવ રાખવી.

## પાઠ ૩૬ મો.

ગ્રીષ્મ ઋતુ=વૈશાખ
અને જેઠ મહીનો,
ગરમ ઋતુ
કોકિલા=કોયલ
દીપે=શોભે
મોર=આંબા, આમલી-
નાં ફૂલ
મરવા=નાની કેરી
મહિમાય=મોટાઇ
નીરખી=જોઈ
શીતળ=ઠંડી
ટહુકા=કાલાકાલા બોલ
તપતી=ગરમ થતી
ધરતી=જમીન
સુગંધી=સારી વાસ,
સુવાસ
તરૂ=ઝાડ

બસંત=વસંત રૂતુ,જુ-
લાઇને ઑગસ્ટ માસ
ભમતી=રખડતી, રઝ-
ળતી
ફળી=પાકી, ઉત્પન્ન થઈ
લલચાય=લોભાય
જનો=માણુસો
લહી=જોઇ
ભલી=સારી, બહુ
ભલી લીલી=લીલી છમ
અતિ=ઘણો
શાખ=ઝાડપર પાકવા
પર આવેલી કેરી
ખરે=ઝાડપરથી નીચે
પડે
રસદાર=ઘણા રસવાળી
સુકેસરી=સારા કેસરી-
આ રંગની
ધરે=ધારણ કરે
ચિત્ત=મન
હરતી=હરી લેતી; ખેં-
ચતી
ખુબી=મજા
કેરી તણી=કેરીની
દીલમાં=મનમાં
ઠરતી=રહેતી
દીલમાં ઠરતી=યાદ ર-
હેતી
પ્રવેશ કરીને=આવીને

ઉકળાટ=ગભરામણ
ધરે છે=કરે છે
વનેવન=જંગલે જંગલ
આમ્ર=કેરી
આમ્રતરૂ=કેરીનું ઝાડ;
આંબો
વાસ કરૂં છું=રહું છું
ચિત્ત હરૂં છું=મન
ખેંચું છું
શ્યામ=કાળા
પરખાઉં=જણાઇ આ-
વું; ઓળખાઉં
કોમળ=નાજુક
કંઠ=સાદ; ગળું
સંગીત=ગાયન
સૂર=અવાજ
મનોહર=ખૂબસુરત
ગજાવું=ગજવી મુકું
મધુર=સારો
રૂપેરી=રૂપાના જેવો,
સફેદ
કળી=ખીલ્યા વગરનું
ફૂલ
ફૂલેલ=ખીલેલી
અંગમાં=શરીરમાં
વેલમાં=વેલામાં
અનેક=ઘણી
પાંખડી=ફૂલની પાંતરી
પ્રસારી—ફેલાવી

ઝારીરૂપ=ઝારીના જેવો
પ્રફુલ્લ=ખીલેલો
ગ્રીષ્મનો બાળ=ગ્રી-
ષ્મની શરૂઆત
કોકિલ=મધુર, સારા
ભારી=ઘણો
બટમોગરો=એક જાત-
નો સુગંધીદાર મોટો
મોગરો
રસીલી=મજા આપનારી

## પાઠ ૩૭ મો.

શરૂ કર્યું=આરંભ્યું
ભીલ—જંગલમાં રહેના-
રી અનાર્ય જાત
ઉપજાવે=પેદા કરે
મડમ=ગોરા લોકની સ્ત્રી
પાદરી=ખ્રિસ્તી ધર્મના
ગુરૂ
બોધ=ઉપદેશ
વસાવ્યું=વસવાટ ક-
રાવી
ઈમારતી લાકડાં=ઈમા-
રત બાંધવા કામમાં
આવે એવા મોટા
લાકડાં
સંબંધ=સહવાસ, પ-
રિચય
અભણ=વગર ભણેલા

દેવળ=દહેરૂં
કુશળ=હોંશિઆર; મા-
હિતગાર
કાટખુણો=બાંધકામમાં
ઉપયોગી લાકડાનું કે
લોઢાનું એક ઓજાર
(એનો ઘાટ કાટખુણા
જેવો હોય છે માટે
કાટખુણો કહેવાય છે.)
વખત ન લગાડ=ઢીલ
નહિ કર
ઓજારો=હથિઆરો
પોકારવા=બૂમ પાડવા

**સાર.**

અભણ માણસ ભણેલાને જાદુગર જેવો સમજે છે, ને હંમેશાં તેને તાબે રહે છે; માટે દરેક માણસે વિદ્યા મેળવવાને પ્રયત્ન કરવો.

## ભાગ ૨ જો.

### પાઠ ૩૮ મો.

બહાદુરી=જોરાવરી
વહેણ=પાણીનું વહેવું
તે; પ્રવાહ
ખંડેર=ભાગેલી ઇમા-
રતો
હજી=હાલ સુધી
ચારે-ઝાડે
નમુનો=નકલ
ભાટ=કવિતા બનાવી
ખરા ખોટા વખાણ
કરનાર એક જાત
પારડી=સુરત જીલ્લામાં
કસ્બો છે
વલસાડ=સુરત જીલ્લામાં
કસ્બો છે
ઓળંગી=વટાવી
સપાટ=ઊંચી નીચી ન
હિ તે, સરખી
ટોચ=ઉપલો ભાગ, મ-
થાળું
શિખર=ટોચ
મુશકેલ=અઘરૂં
ચઢાવ સીધો હતો=
ચઢવાનું સીધું હતું
કુંડ=છોથી બાંધેલો ઝરો
બુરજ=કિલ્લાનો ઉંચો
ગોળ પહોળો ભાગ
પ્રવાહ=રેલો, વહેણ
તળેટી=નીચેનો ભાગ
(ડુંગરનો)
ખીણ=બે પહાડ વ-
ચ્ચેની જગા
હાર=ઓળ
પગથી=પગે ચાલતાં
પડેલો રસ્તો
રમણીય=મનોહર; સુંદર
સપાટાબંધ=જલદી
પલાળીને=ભીનાળીને
નકશો=ગામ, દેશ કે
શહેરનો ચિત્રેલો નમુનો
આકૃતિ=ઘાટ; આકાર

**( સાર. )**

અવલોકન કરવું અને પછી તેવો ઘાટ બનાવવો કે જેથી જોયલું બરાબર ધ્યાનમાં રહે.

### પાઠ ૩૯ મો.

બોડા=ઝાડ પાન વગરન
ભેખડો=પત્થર કે મા-
ટીના મોટા ટેકરા
દેવકીઉનાઇ=સુરત જી-
લ્લામાં વાંસદાની પાસે
ઉના પાણીનો કુંડછે
ધસડાઇ=તણાઇ
દેવસ્થાન=દહેરૂં; દેવળ
સારી=ફળદ્રુપ; રસાળ
પડ=પોપડો
ઉપસી=ફુલી; ઉંચી થઇ

પીગળેલો=ગરમીથી પ્રવાહીરૂપ થએલો
પૂલ=ખાડી નદી ઉપરથી જવા આવવા માટે બાંધેલો રસ્તો
ઉપસેલો=ઉંચો આવેલો
ઉપયોગી=અગત્યના, જરૂરના

( સાર. )

આ પાઠથી કુદરતનું જ્ઞાન થાય છે.

## પાઠ ૪૦ મો.

ધોધ=ઉંચેથી નીચે પડતું પાણી
ઘસડી=તાણી
સરિતા=નદી
નિર્મળ=ચોકખા
તરૂ=વૃક્ષ, ઝાડ
ચરતાં=ઘાસ ખાતાં
મેળાપ=મુલાકાત
વહેળો=નાની નદી
ખડક=પાણીમાંના ટેકર
ચમકારા=ઝબકારા
પચી જાય છે=નીચે ઉતરી જાય છે, સમાઇ જાય છે
શક્તિ=બળ
ફરફર=બારીક ટીપાં;મુંદ
મુખ=નદી દરીઆને મળે છે તે જગા
બેટ=ચારે બાજુ પાણી ને વચમાં જમીન હોય તે
નીરે=જળથી
તીરે=કાંઠે
ચિત્રવિચિત્ર=જાત જાતનાં, તરેહ તરેહનાં
કિનારે=કાંઠે
નિશ્ચય=નક્કી
પિછાણીએ=સમજીએ

## પાઠ ૪૧ મો.

ખલાસી=વહાણ હાંકવાનો ધંધો કરનાર
બહોળો=ઘણો મોટો
ખાર=ખારો
ભરતીઓટ=નદી. ખાડી કે દરીઆમાં પાણીનું ચઢવું ને ઉતરી જવું તે
મોજાં=છોળો
છાયા=ઓળો, પડછાયો
કોડીઓ, શખલા, છીપો } દરીઆઇ પ્રાણીને રહેવાનાં ઘર

## પાઠ ૪૨ મો.

હજીરો=તાપી નદીના મુખ આગળ હવા ખાવાની જગા છે
ખાડી=પાણી જવાનો ખાડો
મછવો=નાની હોડી
ભૂગોળ=પૃથ્વીનો ગોળો
ભૂગોળ વિદ્યા=પૃથ્વીના ગોળા ઉપરની રચના જાણવા સંબંધી વિદ્યા
જ્ઞાન=સમજ
ટંડેલ=વહાણનો મુખ્ય ખલાસી; સરંગ
માહીતી=ખબર
પુરતી=જોઇએ તેવી
મગીઆ=મગ જેટલી નાની
નિશાન=એંધાણી
ભૂશિર–જમીનની અણી લાંબી વધીને દરીઆમાં ગએલી હોય તે
ધુસે છે=પેસે છે
અખાત=સમુદ્રનો ફાંટો લાંબો વધીને જમીનમાં ગએલો હોયતે
ઉપસાગર=પહોળા મોંનો અખાત

કાંપ=પાણીમાં ઘસડાઇ આવેલો કાદવ કચરો; ચંગુ

બાઝે છે=ઠરે છે

દ્વીપકલ્પ=જેની ત્રણ બાજુએ પાણી ને એક બાજુએ જમીન હોય તે

ક્રિયા=કામ, કાર્ય

સામુદ્રધુની=બે મોટા પાણીના ભાગને સાંધનારો પાણીનો નાનો ભાગ

## પાઠ ૪૩ મો.

કારીગરો=સુથાર લુહાર કુંભાર વણકર વગેરે, કારીગરીનું કામ કરનાર

વાટ=પૈંડાંપર લગાડેલો લોઢાનો પાટો

તાણાવાણા=વણવાના સાળપર જે ઉભા ને આડા દોરા રાખવામાં આવે છે તે

દેશાઇ=જાગીરદાર, વતનવાળો

વસવાયાં=સુથાર,લુહાર વગેરે ગામની વસ્તીનું કામ કરનાર લોક

આરાં=પૈડાંની વચમાંનાં ફરતા લાકડાના કકડા

વાંસલો=સુથારનું લાકડા ઘડવાનું ઓજાર

ટકાઉ=મજબુત

ધમણ=વા ફુંકવાનો સંચો

તણખા=સળગતી ચણગારી

ચોપાસ=ચારે બાજુ, બધી તરફ

રાતા ચોળ=ઘણાજ ગરમ

સજજડ=સખત

ચાકડો=લાકડાના પૈડા જેવું કુંભારનું ઓજાર

લોંદા=લચકા

કોસ=ગાઉ

ફાળકો=કામડીના જે ઘાટપર કાંતેલું સુતર વિંટાળવામાં આવે છે

તાંતણા=તાર

ખાદી=દોટી

ખોળીઆં=ગોદડાંનું કપડું

જાજમ=પાથરવાનું રંગીત બીછાનું

શણ=એક જાતના છોડના રેસા

## પાઠ ૪૪ મો.

ગામ=જેમાં થોડાં ફળીઆં ને થોડાં ઘર હોય તે

શહેર=છોબંધ ને હાર બંધ ઘરો હોય અને સારા સારા બજાર હોય તે

છુટ્ટી=રજા

ગિલ્લીદંડા=મોઈ દંડો

ગિલ્લી=મોઈ

દંડો=ગિલ્લી ઉડાડવાની એક હાથની લાકડી

તાલુકો=પરગણું

વળવાનો=ફરવાનો

દહાડો વળવાનો=ફાયદો થવાનો

રોજા–કબરો ઉપર બાંધેલાં મકાન

મસીદ=નિમાજ પઢવાનું ઠેકાણું

કોતરકામ=પત્થર કે લાકડામાં કોતરેલું ચિત્ર કામ

ટપાલ ઓફિસ=પોષ્ટ ઓફિસ

બજાર=હાટ

કારીગરી=કીસબ; બનાવટ; હુન્નર
વરાળયંત્ર=વરાળના જોરથી ચાલતો સંચો
કારીગર=કારીગરીનું કામ કરનાર

## પાઠ ૪૫ મો.

ગોમતીપુર=અમદાવાદની પાસે એક ગામ છે
કારકુન=લખવાનું કામ કરનાર
ખુટતા=જોઈતા
નાયક=સિપાઈની ટોળીનો ઉપરી
રસીદ=પહોંચ; પાવતી
કોથળી=થેલી
છરી=શીતળા કાઢવાનું ઓજાર
કાચતો=કાણાં પાડી ચેપ મુકતો
ચેપ=પરૂ, રસી
પગાર-દરમાયો
કચેરી=ઓફિસ
મુખી=તલાટી
તગાવી=સરકારે ખેડુતને વ્યાજે ધીરેલાં નાણાં
મહેસુલ=જમીન ખેડવા બદલ સરકારને ભરવાના રૂપીઆ; જમીન વેરો
હદ=સીમા, મર્યાદા,
ફેરણી કારકુન=તાલુકાના ગામોની સીમમાં ફરનાર કારકુન
હવાડો=કુવા નજીક ઢોરોને પાણી પીવાને માટે ચણેલો કુંડ
દુરસ્ત કરવું=ભાગેલ સમરાવવું.
ઓવરસીયર=બાંધકામ ખાતાનો અમલદાર.
ફોજદાર=તાલુકાના પોલીસનો ઉપરી.
મુકરદમો=કેસ.
સાક્ષી=જુબાની
અવલકારકુન=મામલતદારના હાથ નીચેનો પહેલો કારકુન ( થર્ડ કલાસ માજીસ્ટ્રેટ.)
જમાદાર= બે ત્રણ ગેટનો ઉપરી.
રજુ=હાજર
હેરાન=દુ:ખી.
સખતી=જબર દસ્તી
તિજોરર=ત્રીજોરીનો ઉપરી.
શરાફ=રૂપીઆ લેવા આપવાનું કામકરનાર
નોંધવાનું=લખીલેવાનુ
ખત=દસ્તાવેજ, લેખ
હવાલદાર=પોલીસ પટેલના હાથ નીચેનો ચાર પાંચ રૂપીઆના પગારનો સિપાઈ
દવાખાનું=ઇસ્પિતાલ.
શીતળા=સૈયડ; કાકાબળીઆ

## પાઠ ૪૬ મો

પ્રાંત=ઘણા જીલ્લા એજન્સિ અને સંસ્થાન મળી થએલો તે.
જીલ્લો=ઘણા તાલુકા મળીને થએલો તે; એક કલેકટરના તાબાનો ખાલસા મુલક
તાલુકો=ઘણાં ગામ મળીને થએલો તે.
વિભાગ=ભાગના ભાગ.
કલેકટર=જીલ્લાનો મુખ્ય ઉપરી; નાયબ સુબો
અધિકાર=સત્તા
અમલદારો=અધિકારીઓ.
દેખરેખ=તપાસ
ઇજનેર=બાંધ કામ

ખાતાનો વડોઅમ
લદાર
મુલતવી રાખવું=થોડા
વખત સુધી નહીંવ
સુલ કરવુ તે.
મામલતદાર=તાલુકાની
જમાબંધી વસુલ
કરનાર અમલદાર,
માજીસ્ટ્રેટ.
સંમતિ=મંજુરી, પર-
વાનગી.
વહીવટ=કારભાર
સુખાકારી=આરોગ્યતા
ઇન્સ્પેકટર=તપાસણી
કરનાર અમલદાર
મુન્સફ=સબજજ
કમિશ્નર=વિભાગનો
ઉપરી અમલદાર;સુબો
લેણદેણ=લેવુંદેવું.

## પાઠ ૪૭ મો.

મોડું=અસુરૂં.
તીડ=અનાજ ખાઇ
જનાર એક જાતનાં
પક્ષી
પાક=મોલ.
ડેપ્યુટી=મદદનીસ, સ-
હાયકારી
આશા=ઉમેદ
ભલામણ=સીફારસ
હાલ=હમણા
શોધવા=તજવીજ કરવા,
તપાસ કરવા.
નિરાશ=નાઉમેદ
મિત્ર–દોસ્ત
મુકરદમો=કેસ
પરીક્ષા=તપાસ
બીના=બાબત, હકીકત
રેલ=પૂર
પરવાનગી=છુટ, રજા
હથિઆર–બંદુક;તરવાર
વગેરે
છુટ=રજા, પરવાનગી
કન્યાશાળા=છોકરીની
નિશાળ.
નલાયક=નહિ ચાલે
એવો.
ખુન=મારી નાંખવું તે.
ઘાત.
જુબાની=સાક્ષીએકહેલા
બોલ

## ભાગ ૨ જો

## સમાપ્ત.

## ભાગ ૩ જો

## પાઠ ૪૮ મો.

નાળા=પાણી જવાનું
ગળનાળુ
મૂળ=નદી જે ઠેકાણેથી
નીકળે છે તે જગા
ડહોળું=કાદવવાળું
ચિકાર=એઉ કાંઠે ભર-
પુર
કાંપ=રેલથી ધસડાઇ
આવીને ઠરી રહેલી
માટી; કાંપ
વાટે=રસ્તે
ઝરણ=જમીનમાંથીફુટતી
પાણીની સેરો
બરફ=ટાઢથી ઠરી
ગયેલું પાણી
ઠરી=જામી, બંધાઇ
થીજીને=ઠરીને
ઘટ=જાડો
કરચો=ઝીણા કડકા
હિમ=ઠાર
બાફ=વરાળ
કિરણ=સીધી લીટીમાં
પડતો પ્રકાશ
ટીપાં=ફોરાં
ઝાકળ=ઠંડીના જોરથી
પડતું પાણીનું ટીપું

અટકીએ=થોભીએ

## પાઠ ૪૯ મો

દેવતા=અગની,
ચકમક=એ જાતનો પત્થર
વા નાંખીએ=વીંઝીએ
મીણબત્તી=મીણ સાથની વાટ
બરણી=પોહોળા મોંનો કાચનો બાટલો
ઠરીજાય=હોલવાય
ગુંગળાઈ=રૂંધાઇ
અંગારા=સળગતા કોયલા
હોલવાઈ=બુજાઇ
ફુંકણી=દેવતા ફુંકવાની વાંસની ભુંગળી
ગતિ=હાલચાલ
તાજો=ચોકખો
જોત=બળતું; ભડકો
દવ=જંગલમાં લાગેલી આગ

## પાઠ ૫૦ મો

મિઠાઇ=ગળ્યા પદાર્થ
કંટાળતો=કાયર થતો
પુષ્કળ=ઘણું
સ્વચ્છ=ચોકખું
તાજાં=તરતનાં
કણી=રજકણો
સાંભરીલઇ=ઉસરડીલઇ એકઠી કરી
ઢગલા=ઢગ
મુસ્કેલ=અઘરૂં
મીઠું=લૂણ, નીમક, સબરસ
બે સ્વાદ=સ્વાદ વગરની
ચપટી=અંગુઠાને આંગળી વચ્ચે રહે એટલી જગા
આરોગ્ય—સુખી તંદુરસ્ત
બારીઆં=ચીભડાના કકડાને મીઠાનાં પાણીમાં બોળી સૂકવી બનાવેલા તે
જીવ=જીવાત, જીવડાં
સમાન=બરાબર,જેવડા
અગર=મીઠું પાકે તે જગા
જુઆળ=પાણીનું ચઢવું, ભરતી
તરી આવે છે=ઉપર આવેછે
સિંધવ=મીઠાની એક જાત
જથાબંધ=ઘણુંજ
દેશાવર=પરદેશ
મોળી=ફીક્કી
સાંભરી લઇ=ઉસરડી લઇ; એકઠો કરી

( સાર )

માણસને પહેલે નંબરે હવાની બીજે નંબરે પાણીની ત્રીજે નંબરે ખોરાકની અને ચોથે નંબરે મીઠાની જરૂરછે મીઠું સ્વાદમાં ખારૂંછે છતાં મીઠું કહેવાનું કારણ એકે તે ખોરાકને સ્વાદવાળો બનાવે છે

## પાઠ ૫૧ મો.

ઘાટ=આકાર
તદન=બીલકુલ
મૂળ રંગ=પ્રથમનો રંગ
આંચ=ઝાળ
ધરી—પકડી
ગજરો=ફુલનો માથામાં ઘાલવાનો તોરો
ઉડવા=બદલાવા
ગંધક=પીળા રંગની ઝટ ભાગી જાય એવી વસ્તુ
મતલબ=ઇચ્છા; હેતુ
ખાસ=ખસુસ:જરૂર
બરડ=ઝટ ભાગે એવા
પ્યાલું=જામ, પવાલું.

ચુરેચુરા=ભૂકેભૂકા
ધુમાડો=ધુંવો
ભડકો=બળતું
વિસ્મય=આશ્ચર્ય;નવાઇ
ચૂંટી=કાઢી
ઝાળ=આંચ
ઝાંખું=ફીકું, તેજ વગરનું, ભોઠું

( સાર ).

ગંધકમાં રંગ ઉડાડવાનો ખાસ ગુણછે

## પાઠ ૫૨ મો

ફટકડી=એક જાતની તુરા સ્વાદની વસ્તુ
પાસા=બાજુ
હાર=કંઠો.
લાયક=જોગ.
પહેલદાર=પહેલવાળી પાસાવાળી.
રોજરોજ=નિત્ય,હમેશ
શોખ=મરજી, ઇચ્છા
વર્ગ=કલાસ.
કોરો=કોરણો.
ખરખચડી=ખાડા ખબચીઆં વાળી;
કીંમતી=મૂલ્યવાન.
ઝુંમર—કાચનું કે ધાતુનું ઝાડ

અફાળી=પટકી,પછાડી
અકીક=રંગીન ચળકત પત્થરની એક જાત.
ખડક=પત્થરનો જથ્થો.
ઝવેરાત=હીરા માણેક વગેરે; રત્ન.
લોલક=લટકણ

## પાઠ ૫૩ મો.

કોદાળી=જમીન ખોદવાનું ઓજાર
સમી=દુરસ્ત
ભઠ્ઠી=ધાતુ ઓગાળવાનો ચૂલો
પાનું=ફળ
એરણ=લુહાર સોની વગેરે જેનાપર મૂકી ટીપેછે તે ઓજાર
ટીપીને=ઘડીને
સોંસું=પાંસરૂં
નળીઓ=ભૂંગળીઓ
કઠેરા=લોખંડ કે લાકડાની પાળ
ખીંટીઓ=ખુંટીઓ.
બરડ=ઝટ ભાંગી જાય એવો
કમાન=પોલાદની ગોળાકાર ચીપ
પોલાદ=ખરૂં લોઢું

ચપ્પુ=ધારદાર છરી
કાચી=મિશ્રિત
વળત=મરડાત
ઘડતર=ઘડીને બનાવેલું
ભરતર=ભરીને બનાવેલું
રવેસ=માળનો ઝુલતો ભાગ; ગોખ.
ઘા કર=ટીપ
કરવત=લાકડા વહેરવાનું હથીઆર
સ્ક્રુ=પેચવાળો લોઢાનો ખીલો; ફેર
કાનસ=રેતરડી
નક્કર=સંગીન
પાધરૂં=પરબાર્યું, બહારો બહાર

## પાઠ ૫૪ મો.

ઇંદ્રિય=શરીરના જે ભાગ વડે કામ અથવા ભાન થાય છે તે (જેમકે,આંખ, કાન, નાક, જીભ, ચામડી, હાથ, પગ, મોં ગુદા, ઉપસ્થ )
મુખ્ય=મોટાં મોટાં.
કેળ=કેળાંનું ઝાડ.
સોપારીનાં ઝાડ=સોપારણ.

ચોંટી=વળગી, બાઝી
ખોરાક=ખાવાનું
શોષી=ચૂશી
એકાદું=એક
ઉત્પન્ન=પેદા
અંગ=ભાગ, અવયવ.
અગત્યનું=જરૂરનું
છિદ્રો=કાણાં
છિદ્રોવાટે=કાણા વડે
વાટે=રસ્તે, વડે
ખ્યાલ=અટકળ; ધારણ
બારીક=સૂક્ષ્મ, ઝીણું
આધાર=ટેકો

**સાર.**

ઝાડના મુખ્ય છ અંગ છે મૂળ, થડ, પાંદડાં, ફૂલ, ફળ, બી૦ પહેલાં ત્રણ ઝાડને જીવાડનારા અંગો છે.

## પાઠ ૫૫ મો.

ડાઘા=ટપકા, છાંટા
ચીકણું=ચીકાશવાળું
તાડી=ખાટો નીરો. ખજૂરી કે તાડનો રસ
ડહોળી=ચલાવી.
સીસપેન=પેનસીલ
ઘટ=ઘાડું
છેદ=કાણાં, વેહ
ગુંદર=ઝાડનો ચીકણો રસ
ઝરપે છે=ધીરે ધીરે વહે છે
આરપાર=આ બાજુથી પેલી બાજુ
ઘડીઆં=લાંબી ડોકના માટીના ઘાડવા.
નીરો–ખજુરી વગેરેનો તરતનો ઝરેલો રસ.
થોર–થુવેરીઓ; કાંટાનું ઝાડ
ખરસાણી=થુવેરની એક જાત.
આંકડા=એક જાતનું ઝાડ (એના ફૂલ હનુમાનને ચઢે છે).
ઉપવાસ=ભુખ્યા રહેવું તે
સાળુચોખા=બાંસીઆ-ચોખા
છાલ=છોલ. ચામડી
રેસા=તંતુ, તાર
ગળણી=ગાળવાનું ઝીણાં કાંણાવાળુ વાસણ
હલકાં=જલદી પચે એવાં

## પાઠ ૫૬ મો.

સુખળાં=ડુંડી કે કંડીની બાજુએ સોયા જેવું હોય છે તે.
મૂલક=દેશ
ખરછટ=કહણને ખરબચડું લાગે એવું.
બાફે=ગરમ પાણીમાં પકવે
કણેક=લોટમાં પાણી નાંખી લચકો બનાવે તે
હવાલો=તારણી ચારણી
ચાળણ=ચાળતાં બાકી રહેલો ભાગ, થુલું;
આથો=ચડીને ખાટું થએલું ખારું
લોપરી=પટ્ટી.
શુમારે=આશરે
ડુંડી=નાનું ડુંડું
ઉંબી=ઘઉંની કંઠી
પોટીસ=ગુમડાં વગેરે દરદ પકવવા માટે ઘઉં આળસી વગેરેની બાફેલી લુગદી કરવામાં આવે છે તે.
ખાંચ=ખોભણ
ડાંગર=ભાત
દાઉદખાની=પીળા પોચા ઘઉં
ઠુમરો=ઠુંકો પણ ભરાઉ
વાજીઆ=ઝીણાં કાળાશ પડતાં ઘઉં
કાઠા=રાતા ઘઉં

પોટા=ધોળો ફુમસો ધઉં
ભનાડ-ભરેલો
ફાડ=ભાગ
પુષ્ટિકારક=જોર આપ-
નાર, તાકાતવાન
થુલું=ભુંસું, ચાળણ
ચાળણી=ચાળવાનું વેહ-
વાળું તાંબા કે પિત્ત-
ળનું વાસણ
ગુંદીને=હાથથી દાબીને
ઝાટકીગે=ઉપણીએ
રવો=ઝીણો દાણાદારલોટ
ખટાશ=ખાટાપણું
વાની=ચીજ, વસ્તુ
લાહી=ખેળ.
જખમ=ધા.

### સાર.

અનાજની પરીક્ષા તથા તેનો ઉપયોગ સમ-જાય છે.

### પાઠ ૫૭ મો.

બગીચો=બાગ.
અણી=તીણો ભાગ
દાંડી=વચલી નસ.
સાંકડું=નાનું.
ગંજીફો=રમતનાં પાનાં
માફક=પેઠે
ખાંચ=ખોખણ
કમળ=તળાવમાં થતું ફૂલ
જથાબંધ=સામટું.
દાંતા=અણીવાળી કોર.
ગુલમોર=ફુલનું ઝાડ
કળી=વગર ખીલેલું ફૂલ
ઓછુંવ-તું=થોડું ઘણું
ચૂંટી=તોડી,
થોકડો=જથો. જુડો.
અળવી=અળુના પાંત-
રાનો કંદ
કુંવાર=કુંવારનો છોડ
અગથીઓ=અગથીઆ-
નું ઝાડ

### પાઠ ૫૮ મો.

પતંગીઉં=એક જાતનો સુંદર પાંખવાળો કીડો ( એની એક જાત દીવામાં પડે છે )
જીવજંતુ=નાનાં જીવડાં
મૂછ=નરને નાક નીચે લાંબા વાળ ઉગે છે તે
ફૂલ=પુષ્પ
પારખુ=જાણું
ખૂબસુરત=દેખાવડી
બીલકુલ=સમુળગી
વૈતરી=વેઠ કરનારી
બદલવી=ફેરફાર કરવી
ઇયળ=પેટે ચાલનાર
કીડા
પુડા=મધમાખીનું ઘર.
અવતાર=એકરૂપ બદલી બીજા રૂપમાં આવવું તે
હુમલો=હલ્લો, ઘેરી લેવું
વંદા=વાંદા
ભટકયા=રખડ્યા
વર્ગ=પ્રકાર જાત
જઠર=ખાધેલું પચાવ-
વાની કોથળી
માદા=પશુ પક્ષીમાં સ્ત્રી જાત હોય તે.
પાંખ=પર
અવસ્થા=દશા, હાલત,
સ્થિતિ=હાલત
ઈંડાં=એંદા
પોષણ=ગુજરાન
કોશેટા=લાંબી ગોળ દડી
નિરાંતવાળી=નચિંત થઈ
એશોકરી બની.
કુટુંબ=વંશ, ઓલાદ

### પાઠ ૫૯ મો.

ધોળાયાં કરતો=વારંવાર
આવતો.
સમડી=કાગડાના આ-
કારનું મોટું પ્રાણી.
ચીરે=ફાડે

કરાંઠી=સુકાયલાં છોડની ડાંખળી, રાડાં.
ગરદન=ડોક
ખાઉધરાં=ભૂખાળવાં, અકરાંતીઆ
કોહેલું=બગડેલું, સડેલું
નહોર=તીણા નખ.
ભાગોળ=શહેર કે ગામમાં પેસવાનો દરવાજો.
ભાતું=મુસાફરીનું ખાવાનું
તીખું=કામઠું
ધસારાબંધ=ઝડપથી
નજર=નીચા
સરી=લપસી
આંધળા=ચક્કર ફેરતંભર
સમળી=શાડી ખાનારૂં મોટું પક્ષી.
લાગાવ=લગાયું
કોહવા=સડવા
ગળે છે=ઉતારી દે છે.
કમકમાટ=કંટાળો

## ( સાર. )

ઇશ્વરે જે પ્રાણીઓ બનાવ્યાછે તે આપણા સુખને માટેજ બનાવ્યા છે, માટે ઇશ્વરનો પાડ માનજો.

## પાઠ ૬૦ મો.

દોડાદોડ=નાસાનાસ.
કુમળી=નરમાશવાળી
પાછે=બરડે, વાંસે
કાબરચીતરી=ઘણીકાળી ને થોડી ધોળીએવી.
ગુચ્છાવાળી=ઝુમખા જેવા વાળવાળી
છોડાં=છોતરાં
કાતરી=કાપી
કલ્લા=પુળા
ઠેકડા=કુદકા
ભપકાદાર=શોભીતો, સુંદર, ખૂબસુરત
બદન=શરીર, અંગ
રમુજ=આનંદ
વલવલાટ=ઠરીને નહિ બેસવું તે. વલોપાત
ગર=માવો; ગરભ
કુંપળ=ફણગો, અંકુર
રાક્ષી=બને બાજુપર જે એકેકો અણીદાર દાંત હોય છે તે
રૂવાંટી=ઝીણા વાળ
ચપળ=ચાલાક
અવાજ=સાદ
ઘાતકી=ખુની
દુશ્મન=શત્રુ
બચાવ=રક્ષણ
ચકોર=ચપળ
પોલાણ=પોકળ ભાગ
ઝુમખો=જથો
છત=છાજ,
બાકણુ=બીએ એવું
ચંચળ=ચાલાક
નજરે પડતું=દેખાતું
ખાસ કરીને=ઘણું કરીને, મુખ્યત્વે
દૂરનું દૂર=આઘે
તેજ=જલદ,
કૌવતવાળા=મજબુત જોરાવર
ઉપરાછાપરી=એક પછી એક
ફાળ=કુદકો; છલંગ
ઘટ=જાડી.
રતુમડો=રતાશ પડતો
રહેઠાણ=વાસ, રહેવાનું ઠેકાણું મુકામ
તૃણ=અનાજ
સમીસાંજ=દીવાબત્તીનો વખત

## પાઠ ૬૧ મો.

આજુબાજુ=આસપાસ
તરતો=પાણી કાપતો

હડે=દુર જાય; ખસે
કદી=કદાપિ, કોઈ વખત
દાંત=ચાવવાનાં હાડકાં
પંજો=પાંચ આંગળા ને હાથેલી એટલો કાંડા લગીનો ભાગ.
માન=આદર, મોટાઈ
મુછડી હલાવતો=ખુશ થતો.
ફુગો વળ્યા=વીંટળાયા
શરત=હોડ
ખંજેરી=ઝાટકી
લટકતી=લબડતી
લાળ=ચીકણું થુંક,
ગળફો=ડાડ, દોટ.
ભરોસાદાર = વિશ્વાસવાળું.
મમતાળુ=માયાળુ
તાબેદાર=તાબે રહેનાર; આશ્રિત.
પતકરતી=લેખવતી;મણકારતી.
ભાવ=પ્યાર; હેત

પાઠ ૬૨ મો.

સગાં=કુટુંબી
નળા=ઘુંટણથી પાટલી સુધીનો પગનો ભાગ
ચહેરો=ઘાટ;મોંનો સક્કો
બળવાન=જોરાવર
પક્કું=પહોંચેલું; પેક.
ભમે=ભટકે, રખડે
ધર્મશાળા=મુસાફરોને વગર ભાડે ઉતરવાની જગા.
સવાલ=પ્રશ્ન
ટટાર=સીધા
અણીપરતાં=અણીવાળાં
દેખાવ=શોભા, ભરાવ
ખરબચડ=કરકરા
બગાસું ખાય છે=આળસ દૂર કરે છે
ડાચું=જડબું
વિકરાળ=બિહામણું; ડરામણું
છાતીવાળુ=હિંમતવાન
હુમલો=ધસારો
ટોળું=જથો
ટુકડી=ટોળી
કાબરચીતરૂં=ઘણુંકાળું ને થોડું ધોળું એવું
બદામીરંગ=બદામના રંગ જેવું.
ભુરાશ પડતી=ભુરાશપર
પાદર=ગામના ઝાંપા બહારની જગા
ચિચિયારી=ચીસ
ખાંધુ=ખળી, લુચ્ચું
ભારો=ગુચ્છો; જુડો
ખોળ=શોધ, તપાસ
દરાખજેવાં=ગળ્યાં,મીઠાં
વાઢ=શેરડીનું ખેતર
સતાવવું=દુઃખદેવું; પજવવું.

પાઠ ૬૩ મો.

નુકસાન=બગાડ
કીકી=આંખના ડોળાની વચ્ચેનો ગોળ કાળો ભાગ
ચીરૂં=કકડું
ઘુરકવા=ડોળા કાઢવા
પડખે=બાજુએ
ગમ્મત=મજા
ખાતર=માટે, વાસ્તે.
પજવો છો=હેરાનકરોછો
ડાળી=નાનો ડાળખો
સહેલાઈથી=સુગમતાથી
ઝાંખા=થોડા
શોભા=દેખાવ
જ્ઞાન=સમજ
ઘોર=ઘણું બિહામણું
ખબર=જાણ
ઘંટડી=નાનો ઘંટ
મકાન=તરેહવાર ઘર
કરકરી=ખરબચડી
છોલીને=છોતરા કાઢીને

ઉપયોગીપણું=જરૂરી-આત
સતાવવું=દુખ દેવું; પજ-વવું.
ગુણ=પાડ
ફોસલી કાઢવું=જડ મૂળ-થી નાશ કરવો.
મહેરબાની=કૃપા

પાઠ ૬૪ મો.

ચોંટયું=લાગ્યું
વાઘણ=વાઘની માદા
રખેને=રખેને
બી=બીક
ચાખેલ=સવાદીઓ
દીપડાં=વાઘની જાત-નાં પ્રાણી
સિંહણ=સિંહની માદા
અજાયબ=નવાઈ
ધ્યાન=ચિત્ત
અગ્નિ=આતશ, દેવતા
યાળ=કેશવાળી; ઘોડા કે સિંહની ડોકપરના વાળ
હેલણ=હડસેલીશકાયતેવી
હેરાન=દુઃખી
ઘુરકાટા=ઘુ ઘુ કરતો અવાજ
ગર્જના=સિંહનું બરાડવું તે
ધ્રુજતાં=કાંપતા
ભયંકર=બિહામણા
ગોસ=માંસ
ઠેકાણું=નિયમ
વસ્તી=વાસો, રહેઠાણ
આહાં=ડાધાં
આંતરે=ઘેરે; કબજે કરે

પાઠ ૬૫ મો.

ગોકળ ગાય=પરમેશ્વરની ગાય
ચરબી=શરીરમાંથી નીકળતો ચીકણો પદાર્થ
અગત્યના=કામના
કરોડ=વાંસાની વચમાં-નું આંકા ગાંઠાવાળું લાંબું હાડકું
હાડકાં=હાડ
ઉપરાંત=વધારે
દવાશાળા=હૉસ્પિતાલ, દવાખાનું
હાડપિંજર = હાડકાનું ખોખું
દિવાલ=ભીંત કરો
ટાંગ્યું=લટકાવ્યું
બિહામણું=ડરામણું
ગરદન=ડોકી
પાંસળી=પાસા પરની હાડકી
કાંકુ=ખોંચો
બેડોળ=દેખાવમાં સારૂં નહિ તે;
ભરાવું=ભરેલું
બેશક=નક્કી, ખચીત
કહરૂપું=બેડોળ
કૌવત=જોર, બળ
અવયવો=ભાગો
ખોપરી=મગજનો હાડકાં
મગજ=ખોપરી ગા-હેનો નરમ ભાગ
ફેફસાં=દમ ભરવાની કોથળી
ઉદર=લોહીની ટાંકી
થાપો=કુલાની પાસેનો જાંગનો ભાગ
ફુક્કો=દમ ભરવાની કોથળી
સંરક્ષણ=સારી રાંભાળ સાચવવું તે.
રેસા=તંતુ તાર,તાંતણા
સાંકડાગ=સંકોચાય
ઓટગો બાઝેછે=એક ઠેકાણે એકઠો થાયછે
સ. ૧) માંસ પેશી શેની બનેલી છે?
સ. ૨) હાડકાંની જરૂર શા માટે છે?
સ. ૩) લોચામાં કયો ગુણ છે કે જેથી તે

ચમારવાડો=જ્યાં ચમાર લોકો રહેતા હોય તે જગા
ગાસમારતી=ગંધાતી
જીન=ઘોડાની પીઠપર નાંખવાની ગાદી.
મસક=પાણી ભરવાનો ચામડાનો કોથળો.

સ.૧) ચામડાંમાં કયો ગુણ છે કે જેથી પાણી અંદરથી બહાર નીકળી શકતું નથી? સ, ૨) જોડા પહેરવાથી શો લાભ? સ, ૩ ) ચામડાને કેળવવાની રીત કહો? સ ૪)ચામડાની કઇ કઇ ચીજો થાય છે?

## પાઠ ૬૮ મો.

ઊન=ઘેટાંના વાળ
વાંકડીયાં=ગુચળી વાળાં
ટકાઉ=મજબુત
કપડાં=લુગડાં
સાચવી=સંભાળી
ઢુચા=ઝીણાં જીવડાં
ગળપટા=ગળેબંધ
હુંપ=ગરમાવો
પેરણુ=માથામાંથી પહેરવાનું બદન
મળતાં=સરખાં
ઢોરઢાંકર=બળદ ઘોડા વગેરે
ઓઢો=બળદને ઓઢવા માંટે શીવેલું કપડું
ગરમાવો=હુંફ; ગરમી
ઉતર્યા=પુરા થયા, ગયા
ગાંસડી=પોટલી
કાંતવું=લાંબ દોરાકાઢવા.
ઊડવેઠ=કડાકુટ; માથાકુટ
મજુરી=મહેનત
ભરાઉ=પાસપાસે
કંસારી=કુદતો ( ઠેકડા મારતો જીવડો ઢેડી,
વાસ્કુટ=જેકીટ; કંમર સુધીનો વગર બાંયનો કબજો,
ઝભ્ભો=પગની પાની સુધીનો ડગલો; જામો
કબજો=બાંય વગરનું બદન.
બસ=બહુ

સ. ૧) ઘેટાંને ટાઢ કેમ વાતી નથી? સ ૨) ભરવાડ ક્યારે ઊન કાતરી લે છે? સ ૩ ) ઊનનો ઉપયોગ કહો? સ. ૪) ઊનનાં કપડાંથી ટાઢ કેમ વાતી નથી? જ. ૪) શરીરમાંથી ગરમી નીકળી જવા પામતી નથી તેથી.

## પાઠ ૬૯ મો.

આંગણું=બારણા આગળની જગો
તળીયું=નીચેનો ભાગ
ભેજ=શરદી.
સાગ=લાકડાની એક જાત
વાડો=ઘરની પાછળની ખુલ્લી જમીન
ક્યારો=ચોરસ ખાડો
રંગબેરંગી=જુદા જુદા રંગના
અભ્યાસનો=ભણવાના બેસતા ?.દિવાના
પડવો=સુદ પડવો
ચોઘડીએ=વખતે
ઉમરણી=ભોંયતળીઆથી ઉંચાઇ
ખાસ=જાણી જોઇને
કુંભી=ઘરનાં ઉભાં આડાં લાકડા બેસાડવા માટેની બેસણી
ઢોસાણું=ઢો દેવડાવવી તે
પરસાળ=ઘરમાં પેસતાં

પહેલો ખંડ આરે
જે તે
ઓસરી=ઓટલી
દેરાસર=દેવને રાખવાનું ઠેકાણું
મૂળ=સેવા
રસોડું=રાંધણી,રાંધવાનો ઓરડો
સરતાવનું=છાપરા ઉપર કામની બુંખણા
પાણીઆરૂં=પાણીનાં બેડાં તથા ગોળા મૂકવાની જગો
કોઠાર=અનાજ ભરી મુકવા માટે લાકડાનો બનાવેલો તે.
ધુમાડીઉં=ધુમાડો નીકળવાનો રસ્તો
ભરાઈ=ભરાઈ, ગોચાઇ
દેહનાં પગલાં થતાં નથી =રોગ આવતો નથી
જનજર=સંડાસ
છીંડી=ઓરડાની પછાડીનો નેવાં પડવાનો ભાગ
સાંઢી=નીસરણી
દિવાનખાનું=બેસવા ઉઠવાનો મુખ્ય ઓરડો
સોટા=પ્રખ્યાત, નામી-
ચા
ખુબીથી=સફાઇથી
વેલ=વેલા
ખાંટી=ખુંટી
તાકાં=મોટા ગોખલા
મોભ=ઘરનું સૌથી ઉંચું આડું લાકડું
સાકટા=વળીઓ
પકવીસા=છાપરાનાં સાકટા સાથે જડેલી પાટીયાની ચીપો
કામડું=વાંસની બે ફાડમાંની એક ફાડ
છત=છાજ
નરદમ=તદ્દન
ઝરૂખો=ગોખ, દરીચો
બેશક=નક્કી
સવડવાળું=સગવડ ભરેલું; વગવાળું

પાઠ ૭૦ મો.

ઓળો=છાયો, પડછાયો
ઓછાયો=છાયો; પડછાયો
મદારી=ખેલ કરી બતાવનાર
છાયાયંત્ર=ઓળાપરથી વખત જાણવાનુ યંત્ર
સાધન=સાહિત્ય
સ. ૧) ઘસલ્લના વ-
ખતમાં ઘડિઆળ હતા?
શ, ૨) ત્યારે વખત શા ઉપરથી જાણતા?

પાઠ ૭૧ મો.

ઘડિઆળ=વખત જાણવાનું યંત્ર
ચંદો=ઘડિઆળમાંઆંકા માંડેલો ગોળ ભાગ
પગથીયું=નાની ઓટલી
I=એક
II=બે
III=ત્રણ
IV=ચાર (પ−૧)
V=પાંચ
VI=છ (પાંચ + એક)
VII=સાત (પાંચ + બે)
VIII=આઠ (પાંચ + ત્રણ)
IX=નવ (દશ— એક) પહેલો એક છે
X=દશ
XI=અગીઆર (દશ +એક)
XII=બાર (દશ+બે)

કુંડાળું=ગોળ ચકરડું
ઘડિઆળ વખત જોવાનું યંત્ર
મિનિટ=અઢીપળ, સાઠ સેકંડ,
કેરે=બાજુએ
અંતરે=છેટે, આઘે, દૂર
કમાન=પોલાદની પટી કે તારનું ગુંછળું
સામટા=બધા
મધરાત=વચલી રાત.
ઝડપ=ઉતાવળ
કુંચી=ચાવી
ઉકલતી=ઉઘડતી
સ. ૧) ઘડિઆળમાં કેટલા કાંટા હોય છે!
સ. ૨) એ બંને કાંટા સરખા હોય છે?
સ ૩) નાના તથા મોટા કાંટાથી શું જણાય છે।

સ. ૪) ઘડિયાળ જોતાં શિખવાને માટે પહેલાં શું ઓળખવું જોઇએ?
સ. ૫) ચંદાપર કેટલા સુધી આંકડા માંડેલા છે
સ. ૬) નાનો કાંટો બરાબર આઠપર હોય ત્યારે મોટો કાંટો કયા આંકડાપર હોય?

## પાઠ ૭૨ મો.

પડીકું=બંડળ, નાનો પડો
સમતોલ=સરખું વજન
તોળ્યું=જોખ્યું
દાંડી=ત્રાંજવાં બાંધે છે તે લાકડી
ચીચવો=એક ઉભા લાકડાપર બીજાઆડા લાકડાના મધ્ય બિંદુમાં સાલ ઘાલી બે છેડે બેસવાનીરમત.

વધતું=વધારે
મધ્ય=વચલા
સેજસાજ=જરા
ત્રાજવું=તોળવાનું સાધન
પલ્લું=છાબડું
છેતર્યા=ઠગ્યો
પાધરો=સીધો
તોલ=વજન
સમાન=સરખી
છેડે=આઘે
યુક્તિ=તદબીર, હિકમત
ખોધ=નુકશાન
સ. ૧) આપણને માલ ઓછો ન મળે તે માટે ત્રાજવાની બાબતમાં શી તપાસ કરવી।

## ભાગ ૩ જો.

## સમાપ્ત.

# કવિતાની સમજુતી.

## પાઠ ૭ મો.

આપણી આજુબાજુએ, ગગનમાં અને મનમાં પરમેશ્વરનું તેજ છે. શ્વાસ અને ચાસની પાસે પણ પરમેશ્વરનું રહેઠાણ છે (૧) ભોંયમાં પેશીને ભોંયરામાં કંઇ વાત કરીએ અથવા મનમાં નઠારા (કોઇનું ભુડું કરવાના) વિચાર કરીએ તે પરમેશ્વર જાણે છે (૨) રજકણ મૂકવાને માટે પરમેશ્વર વગરની ખાલી જગ્યા શોધીએ પણ પરમેશ્વર વગરની કોઇ પણ જગ્યા ખાલી મળે નહિ. મતલબ કે બત્રેજ પરમેશ્વર છે. (૩)

## પાઠ ૮ મો. પરમેશ્વરની પ્રાર્થના.

અરે ! દેવના પણ દેવ હે ! જગતના ધણી (પરમેશ્વર) હું તમને પગે લાગીને પ્રાર્થના કરૂં છું કે હે દયાળુ તમે મને દુઃખથી બચાવો હે ગરીબોના બેલી (પરમેશ્વર) મને ફક્ત એક તારોજ આશરો છે. હે (૧) પરમેશ્વર તમે મારા મા બાપ છો, અને તમે હંમેશાં બધાનું પોષણ કરનારા છો; તમે મારાપર કરોડો ઉપકાર કર્યા છે, હે ગરીબોના બેલી (પરમેશ્વર) મને ફક્ત એક તારોજ આશરો છે. (૨) હું. ગરીબમાં ગરીબ અને સમજણ વગરનો જીવ છું, મારી કંઇ પણ વાત તારાથી અજાણી નથી; (મતલબકે બધી તું જાણે છેજ) હે દયાળુ તમે મારો ગુનો માફ કરો, હે ગરીબોના બેલી (પરમેશ્વર) મને ફક્ત એક તારોજ આશરો છે. ( ૩ ) અમે નાના છોકરાઓ હાથ જોડીને (કરગરીને) કહીએ છીએ કે હે પ્રભુ અમારી બુદ્ધિ ઘણીજ ઓછી છે; માટે મહેરબાની કરીને અમારી માગણી મનમાં લાવો, હે ગરીબોના બેલી (પરમેશ્વર) મને ફક્ત એક તારોજ આ-

કરો છે. (૪) અમે ને અમારાં જે સગાં વહાલાં છે તે બધાં શરીરે સુખી (તંદુરસ્ત) અને જબરાં રહીએ; હમેશાં તમે ફક્ત અમને સદ્બુદ્ધિ આપજો, હે ગરીબોના બેલી (પરમેશ્વર) મને એક તારોજ આશરો છે. (૫) મેં તમારી જરાપણ સ્તુતિ કરી નથી, તેમજ આપના ગુણ ગાવાની (ભજન કરવાની) શક્તિ મારામાં નથી, તો પણ દયા લાવીને (મહેરબાની કરીને) સેવકના દુઃખ મટાડો હે ગરીબોના બેલી (પરમેશ્વર) મને ફક્ત એક તારોજ આશરો છે. (૬)

## પાઠ ૧૬ મો સત્ય.

અરે મારે સત્યનું ધ્યાન ધરવું, અને નક્કી સાચું બોલવું; કદાપિ ખોટું કામ કરવું નહિ, અને દુનીઆમાં આબરૂથી પકાયલા રહેવું. (૧) સત્યના બીજથી સત્યનું મોટું ઝાડ થશે, અને તેનાં લાભકારી સારાં ફળ મળશે. સત્ય રૂપી ઝાડની નીચે માણસો આશરો લેશે, તેથી તેમનાં દુઃખો જતાં રહેશે; અને બધાં સુખ મળશે; (૨) દુનીઆનાં બધાં કામ સત્યમાં (સત્યને આધારે) રહેલાં છે. માટે અસત્ય કામ કરવાથી માણસ દુઃખમાં આવી પડશે. જેમ સત્ય રૂપી સુરજનું તેજ ઘણું પ્રકાશશે, તેમ કપટ અને નઠારી બુદ્ધિ (સત્યની) બીકથી નાશ પામશે. (જતી રહેશે) (૩) કદાચ કોઇક કારણથી સત્ય ઢંકાઈ જશે, (જાહેરમાં આવશે નહિ) તો પણ આખરે સત્યનોજ પ્રકાશ થશે. મતલબ કે સત્ય ઉઘાડું પડશે. જેમ સુરજ કદી વાદળાંથી ઢંકાઈ જાય છે, તો પણ તે પાછો ફરીથી ખુલ્લો થઇ પ્રકાશે છે તેમ. (૪) સાચને નુકસાન નથી, (સાચું બોલવાથી નુકશાન થતું નથી) તેમ તેનો કદાપિ નાશ પણ થતો નથી; માટે હમેશાં સાચું બોલીનેજ દુનીઆમાં જીત મેળવશો.

સત્ય ઘણાં દુઃખ નકકી ટાળે છે, સત્યના જેવું જોર બીજાનું નકકી નથી. (૫) સત્યમાં હંમેશાં ખરૂં સુખ રહેલું છે, એટલુંજ નહિ પણ સત્યથી પરમેશ્વર ઘણા ખુશ થશે. વળી સત્ય વગર બીજો કોઇ ધર્મ નથી, માટે સત્યથી સ્વર્ગ જીતો અને હંમશાં ખુશ રહો. (૬)

## પાઠ ૨૪ મો પશુઓના ટોળામાં તકરાર.

**ચોપગાં** જાનવરોમાં એક વાંધો પડ્યો, તેથી તેઓ પોતે સામસામા સવાલ જવાબ કરવા માટે કચેરી ભરી: (ભેગાં થયાં) અને ત્યાં બધાં નર અને માદા બેઠાં. એટલે **ગાય** બોલી–હું ગાય ગરીબડી પડી એટલે મારા ગુણોની ( ઉપયોગી પણાની) કદર કોણ કરશે. મતલબકે કોઈ નહિ. મારાં વાછરડાં બિચારાં દૂધ વગર ટળવળે છે, અને દૂધ તો બીજા ખાય છે; તો પણ મારા પર થતા જુલમનો ક્યાં પાર છે ? (ચોપગાં) (૧) **કુતરો** કહે હું વહાલું વિશ્વાસુ પ્રાણી છું, ધણીનું અન્ન ખાઇને મનમાં ટેક રાખીને તેના ખાધેલા લૂણનો બદલો વાળી આપું છું, અને વળી રાત દહાડો સેવા પણ કરૂં છું. (ચોપગાં) (૨) **ગધેડો** કહે છે કે બેવકૂફ (અકકલ વગરના) માણસ મને હસે છે, પણ સમજતા નથી કે ભાર કોણ ઉપાડે છે. ભારે વજન લાધે, (પીઠ પર ભરે) તો પણ વગર તકરારે હું ચાલું છું; પણ કહો કે માણસો મારો ગુણ ક્યાં જાણે છે (ચોપગાં) (૩) **ઘોડો** કહે હું શરીરે દુઃખ વેઠીને ચાકરી કરૂં છું, અને કદાપિ હાર (ખાવાનું) પણ ન ખાઉ. ધણીને પીઠપર બેસાઢીને રસ્તો કાપું (મુસાફરી) છું, તો પણ કહો કે કોણ મારી કાળજી રાખે છે ? (ચોપગાં) (૪) **ઊંટ** કહે છે મુસાફરીમાં રસ્તો કાપવાને હું ઘણી લાંબી મુસાફરી કરૂં છું, તો પણ કોઇ ઘાતકી મુસાફર પાણીને માટે મને મારી

નાંખે છે. (રણમાં પાણી નહિ મળવાથી મુસાફર પોતાનો જીવ બચાવવાને ઊંટને મારે છે કેમકે તેની પીઠપરના ઢેકામાં પાણી ભરાઇ રહેલું હોય છે.) છતાં પણ મરતાં મરતાં હું પરોપકાર કરૂં છું. (ચો.પગાં) (૫) **હાથી** કહે રાજાની અંબાડીનો આધાર મારાપરછે, (મતલબ કે મારાવડે અંબાડી શોભે છે,) મારાં પગલાંથી સ્વારી સારી દેખાય છે, અને વળી દરબાર પણ શોભેછે, તેથી હું પશુઓમાં મોટો સરદારછું (મતલબ કે પશુઓમાં હુંજ મોટો છું. (ચોપગાં (૬) **બકરો** કહે હું જરા પણ દુઃખ આપતો નથી, તોપણ માણસો મારૂં માંસ ખાવાને માટે તલપી રહે છે, તેથી હું ચંડાળના હાથે કપાઇ મરૂં છું. કહો મને બીન ગુનેગારને ઇનસાફ કયાં મળે છે ? (મતલબકે મળતો નથી) (ચોપગાં) (૭) **બળદ** કહે મારા જોરથી ખેડુત હળ (જમીન) ખેડે છે, મારાપર બધી દુનીઆનો આધાર છે હુંજ સ્વારી કે વેપારનો રોજનો ભાર ઉપાડું છું તોપણ મને જરાપણ આરામ મળતો નથી. (ચોપગાં) (૮)

[દોહરો.]

ગધેડો, બકરો, બળદ, હાથી, ઘોડોને ગામ એ બિચારાં પ્રાણી :બીજાના ભરોસાપર અફળાય છે. વિશ્વમાં નઠારાં કામને માટે જોકે સરકાર સજા કરે છે; તો પછી પશુ પક્ષીને દુઃખ દેતાં પરમેશ્વર ગુસ્સે થાય નહિ ? (મતલબ કે થાયજ.)

## પાઠ ૨૭ મો કવિતા.

જુઓ કે જંતુની જાતમાં કીડી પણ અનાજ એકઠું કરે છે. અને બધી સાથે મળીને હંમેશાં સંપથી (હળીમળીને] દરમાં રહે છે.

## પાઠ ૩૧ મો પક્ષીઓના ખુશાલી.

ઝાડ, છોડવાની ડાળીઓ હાલે છે, અને પવન પાંદડાં હલાવે છે. શોભાયમાન પક્ષીઓ મધુર ગાયન ગાતાં ગાતાં ઉડે છે. (મતલબ કે કલોલ કરે છે.) પક્ષીઓ મધુર ગાયન ગાતાં, પરમેશ્વરનું ધ્યાન ધરતા, જંગલમાં ચેનબાજી કરતાં અને હંમેશાં ખુશીમાં ફરતાં ટોળામાં હળીમળીને રહેતાં (એક બીજાને) મનની વાત કહે છે. સુખીઆં પક્ષી હંમેશાં ઝાડ છોડવાની ડાળીપર ડોલે છે. (૧) કોઈ જંગલના ફળ ખાય છે; કોઇ દાણું ખાતાં જાય છે, કોઇ ફુલમાંનો રસ ચૂસે છે અને કોઇ લીલોતરી ખાય છે. કોઇ લીલોતરી ખાય અને પાણી ઓવારે દોડી જાય. બધા પક્ષીઓ સાથે નહાય અને પછી પોતાને રસ્તે પાછાં ફરે. સાંજે માળામાં બચ્ચાંને સુખે બેઠેલા જોઇ સુએ છે. પોશાટતાં ઉઠીને દોડે છે. અને કોઇ જંગલના ફળ ખાય છે. (૨) સારી રીતે ઝુલતાં ફળ અને જુદી જુદી જાતનો મેવો પરમેશ્વરે આપ્યો છે, તે બધાં પંખીઓ હેતથી ખાય છે. વળી પરમેશ્વરે ખેતરમાં પુરેપુરો પાક આપ્યો છે. તે મીઠો માલ ખંડ્યા રહીને ખાય તો પણ ખુટે નહિ એટલો છે. તે ખાઇને હંમેશાં સંતોષ રાખીને દરરોજ ચોકખું પાણી પીએ છે, અને પોતાને ઠેકાણે, આવી નિરાંતે બેસે છે. ફળો સારી રીતે હાલે છે. (૩)

### ઉદ્યમ વિષે.

મહેનતથી માણસ એકલો હોય તો પણ હજારો માણસોને પાછળ પાડે છે, મતલબકે પોતે આગળ પડે છે. મહેનતથી મરજી મુજબ પૈસો અને અનાજ મેળવી શકાય છે; મહેનતથી રાજાની પદવી લેવી હોય તો તે કાંઇ આઘે નથી મતલબ તે પણ મેળવાય છે

મહેનતથી દેવ અને રાક્ષસ તાબે કરી શકાય છે. મહેનતથી આપદાઓ તુરત જતી રહે છે, મહેનતુ માણસો ધૂળમાંથી પણ સોનું શોધી કાઢે છે; અરે બાળકો તમે મહેનતને ઇચ્છેલું ફળ આપનાર ગાય બરાબર જાણો. મહેનતથી ધાર્યા મુજબ ઘણો લાભ મેળવાય છે માટે સૌએ આળસ છોડી દઇ મહેનત કરવી.

## પાઠ ૩૬ મો.

### ગ્રીષ્મ રૂતુનો તમાસો.

પરમેશ્વરની મોટાઇ અમે ગ્રીષ્મ રૂતુમાં જોઇ લીધી. ઝાડની ઠંડી છાયામાં ફૂલ, ફળને ખુશીથી હાલતાં જોયાં. (૧ કોયલ મીઠા સ્વરથી બોલતી હતી, તેથી આ આંબાનું ઝાડ સારૂં દેખાય છે. જેમ જમીન (સુરજની ગરમીથી) ગરમ થતી જાય છે તેમ મોગરો (પોતાની) સારી વાસ ફેલાવે છે. (૨) આંબો—જંગલમાં અને ઝાડોમાં રમતી અને ખુશથતી વસંત (ऋતુ) મને (આંબાને) મોર આપીને રખડતી રખડતી ગઈ પછી ગરમીની ऋતુ થઇ એટલે આંબાપર બહુ સારી કેરી આવી, તેને સારી લીલી છમ જોઇને માણસો (તે લેવાને) લોભાય છે. (૧) એ ऋતુમાં ઘણો તાપ પડે છે તેથી કેરીઓ ઝાડપર પાકીને ખરી પડે છે; પછી રસદાર થઇને સારો કેસરીઓ રંગ ધરે છે. તે (કેરી) રસથી દુનીઆના લોકોનુ મન પોતાની તરફ ખેંચતી તેથી કેરીની મજા મનમાં રહેતી. (૨) કોયલ-જુઓ આ ગરમીની ऋતુમાં ઘામ ઘણો થાય છે. તેથી પક્ષી ઊડીને જંગલે જંગલે ફરે છે. હું (કોયલ) ટહુકાથી માણસનું મન મારા તરફ ખેંચું છું, મારૂં રહેઠાણ આંબાના ઝાડ પર છે. (૧) હું મારા કાળા રંગના શરીરથી ઓળખાઉં છું, અને મારા મધુરા સાદ વડે

વખણાઉ છું. હું (માણસોને) ગાયનના સુર સમજાવું છું, અને મનને મોહ પમાડે એવો બાગ ઘણો ગજવી મૂકું છું. (૨) મોગરો જુઓ આ બાગ સહિત મોગરાના ફૂળથી રૂપેરી હોય એવો શોભે છે. વેલાઓમાં ખીલેલી કળીઓ છે તેથી શરીરમાં સારી વાસ ભરાય છે. હું ઘણી પાંખડીઓ ફેલાવી ઝારીના જેવો બન્યો છું. બધા લોકોએ મને ગાજમનો ખીલેલો બાળક ગણ્યો છે.

### સંદ્રચજા

### આંબો, કોયલ અને મોગરો એક હારમાં સાથે ગાય છે.

આંબો કહે કેરી રસદાર હોય તેજ સારી.
કોયલ કહે હું ઝીણા સ્વરને લીધે ઘણી વખાણાઉં છું.
મોગરો કહે બટમોગરાની મીઠી સુગંધ છે,
બધા કહે છે અમે સારી અને શોભીતી ગ્રીષ્મ રૂતુ જાણી.

### પાઠ ૪૦ મો.

સ્વચ્છ પાણીથી ભરેલી સારી નદી જુઓ, તેને કાંઠે નાનાં મોટાં ઝાડો ઉગેલાં છે. એમાં જુદા જુદા રંગનાં માછલાં મજા કરતાં, અને કિનારાપર લીલું છમ જેવું ઘાસ પશુઓ ચરતાં જણાય છે. બધા શહેરનો સારો દેખાવ મકકી નદીથીજ સમજવો. નદીથી નહાવાનું, ધોવાનું, પાણી પીવાનું મોટું સુખ સમજવું.

---

## પાઠવાર અઘરા શબ્દો તથા જોડાક્ષર.

| | | | | |
|---|---|---|---|---|
| પદાર્થપાઠો | પ્રાણીઓ | ચિત્રો | વર્તો | પુસ્તકો |
| સામાન્ય | વનસ્પતિ | બધું ૧ | બાહાણી | પંક્તિ |
| ગુણાક્ષર | અજાણુ | અક્ષરવાર | વિસર્ગ | મદદ |

| | | | | |
|---|---|---|---|---|
| ફૂંકેલ | અણુકેતું | વિદ્યાભ્યાસ | વગર | મૂર્ખ |
| કળિયુગ | છોર્યો | બુદ્ધિ | હિંડાડે | ખર્ચુંપાન |
| શ્રાવક | પસ્તાયા | અક્કલ | સ્ત્રીપુરૂષ | ભક્તિ |
| જન્મ | ચૌદશ | સ્વભાવ | નીવડ્યો | અભ્યાસ |
| શિક્ષક | વર્ગ | સાંઠ | ફેંટા | શુદ્ધ |
| આશ્ચર્ય | અંતઃકરણ | કુટુંબ | પ્રીતિ | લગ્ન |
| દોડપેલ | આશીશ | ખૂંચેલા | ટંગાવી | કૃપા |
| કીંમતી | સન્તર | ખરીધા | હોશિઆર | વર્તીશું |
| અર્થો | વહેંચણ | સુશોભિત | અટકાવ્યો | વિશ્વપતિ |
| જગત્કર્તા | સ્વામી | સ્તુતિ | પ્રાર્થના | શક્તિ |
| વિચાર્યું | દુઃખ | ગર્વ | શિખામણ | સિદ્ધપુર |
| હંમેશાં | પ્રમાણિક | પોલિસ | વૃદ્ધ | આગ્રહ |
| જાત્રા | ઉંમર | વિધવા | ધન્ય | જાણતો |
| દ્રવ્ય | ભેળ્યું | તાક્યું | વિકટ | યુધિષ્ઠિર |
| અર્જુન | વર્તણુંક | દુર્યોધન | રમાડ્યા | દ્રૌપદી |
| ઇશ્વરભક્તિ | નક્કી | ચિત્ર ગુપ્ત | ગંધર્વ | કૌરવો |
| લુચ્ચા | ક્ષમા | ન્યાય | સાક્ષી | નિસાસો |
| ગૃહસ્થ | ધ્યાન | વિહંગપુર | શિયાળ | મહોલ્લા |
| મશ્કરી | પિત્તળ | સ્વાદ | નિશ્ચય | અસત્ય |
| વૃક્ષ | આશ્રય | કુટ | અન્ય | સ્વર્ગ |
| પ્રમાણે | વર્તમાન | પત્ર | લક્ષ્મી | ચિત્ર |
| વંચાવ્યો | પથ્થર | લેવરાવ્યાં | વિદ્યાર્થી | સ્વરૂપવાન |
| ચોંટાડ્યા | ઇંદ્રિય | છિદ્રો | ખુલ્લાં | નાખ્યા |

| | | | | |
|---|---|---|---|---|
| વિદ્વાન | નિર્ણય | દિલ્હી | પ્રખ્યાત | પરાક્રમી |
| વિદ્યા | મચ્છર | યુક્તિ | શબ્દો | નમ્ર |
| વિષ્ણુ | પ્રસાદ | પુસ્તકાલય | વૃતાંત | વેલિંગ્ટન |
| શાબો! | અ[illegible] | વિનંતી | સ્થિતિ | ધર્માચાર |
| નિકાલ | દૂત | પ્રાણી | પ્યારૂં | શ્રેષ્ઠ |
| નિર્દોષી | લડ્ડુ | ફેલાવ્યા | ધક્કો | માર્યોજ |
| દોષ | સદ્ગુણી | કન્યાઓ | ગુંથ | પ્રદર્શન |
| તલ્લીન | વિષય | વર્ત | નૌતમ | સ્ત્રી |
| શિક્ષણ | કિલ્લા | અગત્ય | પુષ્કળ | સંગ્રહ |
| ચૈત્ર | અત્યારે | તરસ્યા | વિસામો | ધર્માદા |
| આશીર્વાદ | મોકલ્યું | તર્કપ્રસાદ | વળગ્યો | શેખસલ્લી |
| બચ્ચાં | પુત્ર | ઉપાડવા | ગોથું | ગુસ્સે |
| પ્રવાસ | ફાટ્યો | સમજાવ્યું | પ્રીત | રળીકે |
| નિર્મળ | ધાન્ય | ધાર્યું | વિપત્તિઓ | ચિંતવ્યા |
| વંશપરંપરા | ઇચ્છતા | મિત્ર | હુક્કો | ગંદું |
| નિરોગી | ઝુણુખોચરે શ્વાસ | | ખુલ્લાં | ભિનાશ. |
| દુર્ગંધી | અયોધ્યા | કૌશલ્યા | કૈકેયી | સુમિત્રા |
| લક્ષ્મણ | શત્રુઘ્ન | રામચંદ્ર | ઉથાપશે | સંદેહ |
| ધિક્કાર | સુસવાટ | ચક્કર | ઝમકારા | સ્થિર |
| ફેંક્યું | ચમત્કાર | મુકુંદ | ભીષ્મ | ઋતુ |
| કોકિલા | ટહુકા | ચિન્ત | આમ્ર | શ્યામ |
| ખમ્મા | પ્રફુલ્લ | કુશળ | પ્રહ્લાદ | પુરુષો |
| કૃત્રિમ | શિખર | હલકુરૂં | ઠસ્કો | વાંકો ચુંકો |

| | | | | |
|---|---|---|---|---|
| આકૃતિ | ગોઠવ્યા | પર્વત | શેત્રુંજો | પાવાગઢ |
| વચ્ચે | જોખ્યું | લસુંદ્રા | પૃથ્વી | ઠંડુ |
| પ્રવાહ | નિચાણ | સમુદ્ર | બન્યું | વિચિત્ર |
| ગમ્મત | પિછાણીએ | ભુરૂં | ભુશિર | ટેકેલ |
| નિશાન | તૂટી | દ્વીપકલ્પ | ક્રિયા | સામુદ્રધુની |
| સજજડ | ચોંટી | ઝાંપે | ફાળકા | તાંતણા |
| હેડ | ખોળીઆં | છુટી | ગિલ્લીદંડા | ઓફિસ. |
| છંટાતું | મીણબત્તી | ઓવરસીઅર | દુરસ્ત | તિજોરર |
| કોથળી | શરાફ | દાકતર | પ્રાંત | ચોર્યાશી |
| વિભાગ | મુખ્ય | કમિશ્નર | અધિકારી | વન્તો |
| ઈન્સ્પેકટર | ડેપ્યુટી | મેનેજર | બોર્ડ | સંમતિ |
| મુન્સફ | પરીક્ષા | બંદુકો | શીખ્યો | ડહોળું |
| ચિકાર | હિમ | કિરણો | વસ્તુ | ફુંકણી |
| ગતિ | ફુંક | લાલચોળ | ગોવિંદ | મિઠાઇ |
| કંટાળતો | આરોગ્ય | અંગ્રેજ | ખુંટણ | જીઆળે |
| બાઝી | પ્યાલું | હલાવ્યું | ચિનાઇ | સળગાવ્યો |
| રેડયો | પીગળ્યો | લિલાશ | વિસ્મય | પામ્યા |
| ધર્યું | ગમ્યું | ગોઠવ્યાં | વાંકાચુંકી | વસ્તુ |
| ગુરૂજી | ઝુંમર | ભઠ્ઠા | ટીપ્યું | વળ્યો |
| તપાવ્યું | કોદાળી | દિવાલ | ખીંટીઓ | ઘડિઆળ |
| ચપ્પુ | સ્ક્રૂ | નકકર | પિળાશ | ઝરપે |
| નિતારી | ગળણી | પીંક | કુંડી | હિંદુસ્તાન |
| ઉત્તર | હાંસોટી | ઠુમસો | પુષ્ટિ | દળ્યાથી |
| બરછટ | ગુંદી | ભુસું | ફોલ્લા | ખટાશ |

| | | | | |
|---|---|---|---|---|
| ગંજીફા | શોપાય | નરસિંહ | ચિરાએલું | અગાશીઆ |
| કૃષ્ણલાલ | સૂંઢ | વૈતરી | અવસ્થા | ઇંડાં |
| ઇયલ | નિરાંત | માત્ર | પોષણ | પક્ષી |
| થાક્યો | ઢાળાવ | પ્રાણી | ગુચ્છા | કુંપળો |
| રૂવાંટી | રાક્ષી | બિલાડી | ઠેકડા | ગતિ |
| દુશ્મનો | ઝુમખા | રતુમડો | કલ્લા | તૂલ |
| હુરાવ્યાં | ઝબકી | ધર્મશાળા | યુક્તિ | શ્રીધર |
| વિકરાળ | વરૂ | કીકિઆરી | પકકુ | લોંકડી |
| રાત્રે | લુચ્ચું | ઘુરકવા | ગુસ્સા | કોઠી |
| ઉંદરો | ઘંટડી | ચીરૂં | સિંહ | ચોટયું |
| યાળ | ઠેસણુ | ગર્જના | ધ્રૂજતા | કાઠિઆવાડ |
| પતંગીઆં | હાડપિંજર | ટાંગ્યું | બિઆમણું | પાંસળીઓ |
| કદરૂપું | કૌવત | અગત્ય | ફુકકો | કાંડું |
| પદાર્થ | હૃદય | ગોટલો | રૂઝાતે | નિશાની |
| [illegible] | ગલેફ | શોભિતું | તળીઉં | સુંવાળું |
| પહેર્યા | કુમળું | કુકકર | ઢોરઢાંકર | ઓઢા |
| બિસ્કુટ | ગલપટા | ઝભ્ભા | આંગણું | થાંભલા |
| કુંભીઓ | વૈદ | છીંડી | રંગબેરંગી | જડયા |
| સરડાવ્યું | ઝરૂખા | મિનિટ | સૂર્ય | ડુગડુગા |
| રીંછ | લિપિ | અઠ્ઠાવીશ | કુંચી | ટકોરા |

અંગ્રેજી ત્રાજવું તોળવા પલ્લા બાંધ્યું મધ્ય.

## ચોથી ચોપડીના અર્થ ૦-૬-૦

# ભૂગોળના સવાલ

**પાઠ ૩૮ મો સ, ૧)** પ્રલ્હાદ શું ધંધો કરતો હતો? વલસાડથી પારડી કઇ દિશામાં છે ? વલસાડથી પારડી જતાં રસ્તે કઇ નદી આવે ? પારનેરાના ડુંગરના શિખરપર ચઢીને તેમણે શું જોયું ? પછી પારડી આવીને તેઓએ શું કીધું ?

**પાઠ ૩૯મો.** સવાલ ) ગુજરાતમાં મોટો પર્વત કયો છે? આબુથી બીજા નાના પહાડ કયા કયા છે ? ટેકરો, ડુંગરી, ડુંગર, પર્વત, તળેટી, અને ખીણ એટલે શું તે સમજાવો ? નવી જમીન શી રીતે બને છે? કયા પર્વતપર બંગલા, કિલ્લા, દહેરાં વગેરે બાંધી શકાય ? મેદાન એટલે શું તે સમજાવો ? લસુંદ્રા, દેવકી ઉનાઈ, તુલશીસ્યામ એના કુંડમાં ઉના પાણી શાથી હશે ? પર્વતો ને મેદાનો કેમ થયા તે સમજાવો ? મેદાન અને ડુંગરનો ઉપયોગ કહો ?

**પાઠ ૪૦ મો. સવાલ.** ) વરસાદના પાણીનાં ટીપાં શું શું કામ કરે છે! નદીનો ઉપયોગ કહો ? નદીના મુખ આગળની અને મૂળ આગળની જગામાં શો ફેર હોય છે ? સરોવર શી રીતે બનતાં હશે ? સરોવરના પાણી કેવાં હોય છે? કયા સરોવરનું પાણી ખારૂં હોય છે ? ગુજરાતમાં મીઠા પાણીનું સરોવર કયું છે ? અને ખારા પાણીનું કયું છે ? તળાવનું પાણી કેવું હોય છે ?

**પાઠ ૪૧ મો સવાલ.** ) સમુદ્રનું પાણી ખારૂં શા માટે હોય છે? સમુદ્ર કેટલો ઉંડો હોય છે ? નદીનું પાણી શા માટે મીઠું હોય છે? સમુદ્રમાં મોજાં શાથી થાય છે ? સમુદ્રનું પાણી રાતું, ભુરૂંને પીળું દેખાવાનું કારણ શું ? દરીઆમાં રેતી કયાંથી આવતી હશે ? દરીઆમાં શું શું પાકે છે ?

પાઠ ૪૨ મો. સવાલ )હજીરો કયાં છે ને તે શાને માટે પ્રખ્યાત છે? દરીઆ વિષે થોડીક વાત કહો? ભૂશિર, અખાત અને ઉપસાગર એ- ટલે શું તે સમજાવો। બેટ શીરીતે બનતા હશે ? દ્વીપકલ્પ એટલે શું? કઇ ક્રિયા સમુદ્ર કિનારે હંમેશાં થયા કરે છે ? સામુદ્રધુની અને ખાડી એટલે શું તે સમજાવો ?

પાઠ ૪૩ મો સવાલ.) ગાડા ને હળમાં શેનું લાકડું વાપરે છે અને તે લાકડું વાપરવાનું કારણુ શું? લુહારને ત્યાં શું જોયું ? કુંભારને ત્યાં તેઓએ શું જોયું ? ઢેડવાડામાં ઢેડા શું કરતા હતા ? શણનું શું બને છે ? ગામડામાં વસવાયાં લોકો કયા કયા ધંધા કરે છે ?

પાઠ ૪૪ મો. સવાલ, ) ગામ અને શહેરનો તફાવત સમજાવો ? અમદાવાદ કયાં છે? શું છે ? ને શાને માટે પ્રખ્યાત છે ?

પાઠ ૪૫ મો. સવાલ. ) કુબેરદાસ કયાં જતા હતા ? તેમની સાથે કોણુ ગયું ? મુખીએ કોને સલામ કરી ? મામલતદારે શી શી વાત પૂછી ? કુ- બેરદાસે શું જવાબ આપ્યો ? ફોજદાર, ઓવરશીઅર અને તિજોરરના કામ કહો, ? વેચાણુ, ગીરોખત કયું ખાતું નોંધે છે. ? કુબેરદાસ દવાખાનામાં શું કરવા ગયા હતા ? અને ત્યાં કોની સાથે વાતચીત થઇ?

પાઠ ૪૬ મો. સવાલ. ) તાલુકો, જીલ્લો અને પ્રાંતની વ્યાખ્યા બોલો ? એ દરેકના ઉપરીને શું કહે છે? જમીનની વસુલાત માફ કરાવવી અ- થવા મુલતવી રખાવવીએ કોણુ કરી શકે ? પ્રાંતના મુખ્ય ખાતાનાં નામ દો ? અને ને ખાતાંઓનાં મુખ્ય અમલદારને શું કહે છે? તાલુકાના લેણુ દેણુ સંબંધી દાવા કોણુ ચુકવે છે ? તાલુકામાં પોલીસ ખાતાનો મુખ્ય અમલદાર કોણુ ? જીલ્લાના દવાખાનાના ઉપરી દાકતરને શું કહે છો

પાઠ ૪૭ મો સવાલ.) કલેકટરને મુખીએ શી બાબતની અરજી આપી? પોલીસના ઉપરી સાહેબને શુ કહે છે ? જીલ્લાજડજને શું કામ હોય છે ?

# ડ્રીલ માટે આપેલી સૂચના પહેલી ચોપડીના અર્થમાં જુઓ.

## કડાંની ડ્રીલ.

કડાં લોઢાના સળીઆનાં બનાવેલા હોય છે અને તેનો વ્યાસ એક બિલ્લસ જેટલો હોય છે તેની જાડાઇનો પરીબ બે ઈંચનો હોય છે. અને તે રાતા, પીળા વાદળી વગેરે તરેહ તરેહના પાકા રંગથી રંગેલા હોય છે. તેથી તે શોભાયમાન દેખાય છે.

૧] કડાંની દરેક રમત અગીયાર સુધી કરાવી બારે હાથ કડાં સાથે લટકતા રખાવવા.

૨) છેલ્લી રમતે બારે કડાં જમીનપર મુકાવી દેવડાવવા. મુકતાં અવાજ ન થાય તે બાબત સૂચના આપવી.

૩) કડાં મુઠ્ઠીમાં જોરથી દાબીને પકડવા. અંગુઠો ટેકણમાં કડાં ઉપર રાખવો જેથી કડાં હાલશે નહિ અને પકડવા સુગમ પડશે.

**રમત ૧ લી**-તૈયાર-કડાં લેવા તત્પર થવું. ચાલો-બે કડાં બે હાથમાં લઇ હાથ પગની સાથે અડાડેલા રાખવા.

૧] બેઉ હાથ ઊંચા. ૨) બેઉ હાથ નીચા

**રમત ૨ જી**-૧) બેઉ હાથ સામા લાંબા ખભાની સીધી લીટીમાં ( મુઠ્ઠીઓ સામસામી ) ૨) બેઉહાથ પીઠગમ પાછળ ખેંચી કડાં છાતી આગળ રાખવા.

**રમત ૩ જી**-બેઉ કડાં એકઠાં કરી વચ્ચેથી બેઉ હાથે સામસામા પકડવા. ૧) ઘુંટણમાંથી પગ વાળી પગના આંગળાંપર વજન રાખી બેસવું એડી ઉંચી રાખવી (હાથ બે પગ વચ્ચે સીધા રાખવા)

૨) ઊભા થવું ને કડાં માથાં ઉપર ધરી રાખવા. (ઉભા થતી વખતે એડી જમીનપર ઠોકવી જોઇએ. )

**રમત ૪ થી**–કડાં છુટાં કરી એકેક હાથમાં પકડવા ૧) જમણો હાથ જમણી તરફ ખભાની સીધી લીટીમાં લંબાવવો. (ડાબો હાથ લટકતોજ રહેવા દેવો ) ૨) એકથી ઉલટું.

**રમત ૫ મી**–૧) જમણો હાથ સામો લાંબો કરવો ( ડાબો હાથ લટકતોજ રહેવા દેવો. ) ૨ ) એકથી ઊલટું.

**રમત ૬ ઠી**–૧) જમણો હાથ ઊંચો (ડાબો હાથ લટકતોજ રહેવા દેવો. ) ૨ ) ડાબો હાથ ઊંચો ( જમણો હાથ નીચે લટકતો રાખવો. )

**રમત ૭ મી**–૧ ) બેઉ હાથ ઊંચા ( મુઠીઓ સામી ૨) બેઉ કડાં પગનાં આંગળા આગળ (પગ ઘુંટણમાંથી સીધા રાખવા. )

**રમત ૮ મી**–બેઉ હાથ ઉંચા (મુઠ્ઠીઓ સામ સામે ) ૧ ) જમણો હાથ મોં સામેથી ઉપલી તરફથી લઈ ફેરવીને ઉંચો રાખવો ( ડાબો હાથ લટકતોજ રાખવો.) ૨) એકથી ઊલટું.

**રમત ૯ મી**–૧) બેઉ હાથ સામા લાંબા (મુઠીઓ સામા સામે ) ૨) બેઉ હાથ પાછળ લાંબા.

**રમત ૧૦ મી**–૧) બેઉ હાથ ખભાની સીધો લીટીમાં (મુઠીઓ આકાશ તરફ ) ૨ ) બેઉ હાથના અંગુઠા ખભાને અડકાડવા.

---

## આંકનો ઉપયોગ.

૧) ૧ સાવકાની ૧ કેરી તો ૧ાા રૂપિયાની કેટલી ?

૨) ૧ આનાની ૫ કેરી તો ૧૦૦ કેરીનું શું ?

૩) ૫ ચોપડીના ૧૦ રૂપિયા તો ૧ ચોપડીનું શું ?
૪) ૧ ગાયના ૧૨ રૂપિયા તો ૯ ગાયનું શું ?
૫) ૧૫ ટીકીટના ૩ાા રૂપિયા બેસે તો ૧ ટીકીટનું શું ?
૬) ૧૨ આનાની ૧ ટોપી તો ૨૦ ટોપીનું શું ?
૭) ૧ સાવકાની ૧૨ પેન તો ૧ પાઇની કેટલી ?
૮) ૧ આનાની ૬ લખોટી તો ૨ પાઇની કેટલી ?
૯) ૧ આનાના ૫ શેર ભીંડા તો ૧ શેરનું શું ?
૧૦) ૩ સવાકાનું ૧ નાળિયેર તો ૩ આનાના કેટલાં ?
૧૧) ૩ આનાની ૧૮ સોપારી તો ૧ સોપારીનું શું ?
૧૨) ૧ ટીકીટના ૨ાા રૂપિયા તો ૪ ટીકીટના કેટલા ?
૧૩) ૧ પૈસાનું ૧૫ શેર તો ૧ મણ ૫ શેરનું શું ?
૧૪) ૨૧ રૂપિયાની ૨૮ કેરી તો ૧ કેરીનું શું ?
૧૫) ૧ રૂપિયાનું ૧૬ શેર તો રૂ. ૦ાાચ્ર કેટલું ?
૧૬) ૩ આનાનું ૩ાા શેર તો ૩ રૂપિયાનું ?
૧૭) ૨ાા રૂપિયાનું ૧ મણ તો ૧ાા શેરનું ?
૧૮) ૧૭ાા શેરના ૫ રૂપિયા તો ૩ાા શેરનું શું ?
૧૯) ૮ાા શેરના ૫ રૂપિયા તો ૧ રૂપિયાનું કેટલું ?
૨૦) ૩૫ શેરના ૮ાા રૂપિયા તો ૧ાા મણનું શું ?

# ધોરણવાર સંપૂર્ણ નોંધ બુકો.

મારા તરફથી વર્નાક્યુલર ટેક્સ્ટ બુક્સ રીવિઝન કમિટીએ તૈયાર કરેલી વાંચનમાળાના ત્રીજા ભાગમાં આવેલા દરેક સામાન્ય જ્ઞાનના પાઠો (પદાર્થ પાઠો) ની સંપૂર્ણ નોંધ એ નામની ધોરણવાર બુકો છપાય છે.

જેની અંદર ટ્રેનિંગ કોલેજમાં શિખવવામાં આવતી પદાર્થ પાઠોની ઉત્તમ પદ્ધતિ મુજબની નોંધોનો તથા અતિ ઉપયોગી ટુંકસારનો સમાવેશ કરવામાં આવેલો છે.

આ પુસ્તકો શિક્ષકબંધુઓને પદાર્થ પાઠની સંપૂર્ણ નોંધો કાઢવામાં મદદગારરૂપ થઇ પડશે એટલુંજ નહિ પણ આ પદ્ધતિ મુજબ બાળકોને શિખવવામાં આવશે તો બેશક આ પુસ્તકો ઉભયને લાભકર્તા થઈ પડશેજ.

આ ચોપડી મારા કેટલાક બંધુવર્ગ તરફથી બહાર પાડવા માટે ભલામણ થઇ હતી, તેથી મેં આ ખોટ પુરી પાડવાને પ્રયાસ કીધો છે; જો મારા શિક્ષક બંધુઓ એનો ઉપયોગ કરશે તો મારો પ્રયાસ સફળ થએલો સમજીશ.

શાહપોર } લી. સેવક
સુરત } સી. એમ. શાહ.

**બીજા ધોરણના પદાર્થ પાઠોની સંપૂર્ણ નોંધ બુક તૈયાર છે. કીંમત ત્રણ આના.**